પૂજ્યપાદ પરમગુરૂ શ્રીમદ્વિજયકમલસૂરીશ્વરેભ્યો નમ:

# શ્રીમાન્ ધર્મવિજયજીના વિચારોની

# સમીક્ષા.

લેખક-

**મુનિ રામવિજય.**

પ્રકાશક,

**અમદાવાદ જૈન વિદ્યાશાળા.**


શ્રી અંબીકાવિજય પ્રિન્ટિંગ પ્રેસમાં

**પટેલ લક્ષ્મીચંદ હીરાચંદે છાપ્યું.**

ઠે. ડાલગરઓળ—**અમદાવાદ.**

સંવત ૧૯૭૬ વીર સં. ૨૪૪૬ સને ૧૯૨૦ પ્રત ૧૦૦૦




ગાચો શાન્તિવિજય પ્રેસમાં છાપ્યો. ઢીંકવાચોકી—**અમદાવાદ.**

શ્રીમાન્ ધર્મવિજયજીના વિચારોની

# સમીક્ષા.

## પ્રભુ ભક્તિ નિમિત્તે આરતી-પૂજા આદિ બોલાતી બોલીઓની ઉપજ સાધારણ ખાતામાં લઇ જઈ શકાય ?


લેખક—

મુનિ રામવિજય.


વાત સાચી છે કે—જમાનો પલટાતો જાય છે, તેના પગવર્ત્તનને કોણ રોકી શકે તેમ છે? ખુદ તીર્થંકર મહારાજા પણ તેમ કરવાને સમર્થ નથી તો પછી બીજાની તો વાતજ શી? તેની ખાતરજ શાસ્ત્રકાર મહાત્માઓએ અને ખુદ તિર્થંકર મહારાજાએ પણ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ પ્રમાણે વર્ત્તવાની ફરજ પાડી છે તો પછી આપણે તે પ્રમાણે વર્તવુંજ જોઇએ. અને ન વર્તીએ તો આપણે તેમના આજ્ઞાના પાલક હોવાનો દાવો પણ ન કરી શકીએ પરન્તુ આજ્ઞાપાલક તરીકે બહાર આવનારાઓએ એટલું ખાસ

લક્ષમાં રાખવું જોઈએ કે તે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવનાજ નામે આજ્ઞા આરાધક થવાને બદલે આજ્ઞા વિરાધક થવાની સ્થિતિમાં ન આવી જવાય.

શ્રીમાન્ ધર્મવિજયજીને આ જમાનામાં દેવ દ્રવ્યની વૃદ્ધિ ઉપયોગી ન લાગી એટલે, તેઓ તા. ૮–૨–૨૦ ના જૈન પત્રમાં 'દેવ દ્રવ્ય સંબંધી મારા વિચારો' આ મથાળા નીચે એક લેખ લખી શ્રી સંઘને એમ સમજાવવા પ્રયાસ કરે છે કે- 'દેવ દ્રવ્યનો ખજાનો ભરપૂર થઇ ગયો છે. અને તેનાજ પ્રભાવે લોકોમાં અનેક ચળવળો ઉપસ્થિત થવા પામી છે, માટે તે ખજાનાને પ્રાચીન ચૈત્યોના ઉદ્ધાર આદિ કાર્યોમાં ખર્ચી નાખો; અને હવે પ્રભુ પૂજા–આરતી વિગેરેના ચઢાવા દ્વારાએ દેવ દ્રવ્યમાં જે આવકો થાય છે. તે આવકોને સાધારણ ખાતામાં લઇ જાઓ, કારણ કે દેવદ્રવ્યનો ખજાનો ગમે તેટલો ભરેલો હશે, પરન્તુ દુષ્કાળના ભીષણ ભૂખમરાથી પીડાતા માણસોને એક કોડી પણ સીધી રીતે કામમાં આવી શકવાની નથી, અને તેમ કરવાને કોઇપણ આસ્તિક સલાહ પણ નહિ આપે, તેમજ તે બોલીઓ કંઈ શાસ્ત્રીય નથી માત્ર શ્રાવકોની અંદર આપસ આપસમાં તકરાર થવા ન પામે તે માટે સંઘે કલ્પી કાઢેલી છે. અને તે વખતે દેવદ્રવ્યમાં જરૂર હોવાથી તે બોલીઓની ઉપજ તેમાં લઇ જવાની કલ્પના કરી હતી, અને તે કારણસર હતી, હવે તેવું કારણ નહિ રહેવાથી તેમ બીજા કેટલાક સંયોગો ઉભા થવાથી તે બોલી- ઓમાં ઉપજતું દ્રવ્ય સાધારણ ખાતામાં લઇ જવાની સંઘ કલ્પના કરે તો તે ખુશીની સાથે કરી શકે છે. અને આ જમાનામાં તેમ કરવું ખાસ કરીને વ્યાજબી જણાય છે.'

આ સ્થળે પ્રથમ શ્રી સંઘે એજ વિચારવાનું છે કે— શ્રીમાન્ ધર્મવિજયજીના કથનાનુસાર દેવદ્રવ્યનો ખજાનો ભરપૂર થઇ ગયો છે યા નહિ? દેવદ્રવ્યનો ખજાનો ભરપૂર તો ત્યારેજ કહી શકાય કે જ્યારે સાંપ્રત કાળમાં વર્ત્તમાન દરેક પ્રાચીન તીર્થો અને જિનાલયો—દેરાસરો પૈકી જે જે તીર્થો અને જિન મંદિરો જીર્ણ સ્થિતિમાં હોય તેને સુસ્થિત બનાવતાં તેમજ દરેક તીર્થોમાં અને જિન મંદિરોમાં જે જે જરૂરીઆતો હોય, અને ભવિષ્યમાં બને, તેને પૂરી પાડતાં પણ તે ખજાનો એટલા પ્રમાણમાં હોય કે દીર્ઘકાલપર્યંત કદાચ કોઇ પણ જાતની આવક ન થાય તો પણ તે તીર્થો અને દેરાસરોનું રક્ષણ કરવામાં કોઈ પણ જાતનો વાંધો ન આવી શકે, કારણ કે પરમ પવિત્ર તે તીર્થો અને પ્રભુ મંદિરો ઉપર જૈન શાસનનો આધાર છે, તેમજ ગૃહસ્થોની આર્થિક સ્થિતિ અને ધાર્મિક પ્રીતિ હમેશને માટે સરખીજ રહેશે એમ આપણે માની શકીએ નહિ, અને આપણે જોઈએ છીએ કે લોકોની ધાર્મિક પ્રીતિતો દિવસે દિવસે ઘટતીજ જાય છે. અરે! હું તો કહીશ કે—આજ કાલ દેવદ્રવ્યના સંબન્ધમાં જે ચળવળો ઉત્પન્ન થઇછે તેનું કારણદેવદ્રવ્યનો અસાધારણ વધારો નહિ પણ ધાર્મિક પ્રીતિનો ઘટાડો છે. ક્યાં છે દેવદ્રવ્યનો અસાધારણ વધારો? કે તેને ચાલુ ચળવળમાં કારણ તરીકે સ્વીકારી શકાય.

પ્રભુ ભક્તિ નિમિત્તે બોલાતી બોલીઓની ઉપજને સાધારણ ખાતામાં કોઇપણ રીતિએ લઇ જઈ શકાય નહિ; આ વાતને એક વખત બાજુપર રાખીને વિચારીએ કે–શ્રીમાન ધર્મવિજયજીના કથનાનુસાર કદાચ શ્રીસંઘ દેવદ્રવ્યના ખજાનાને જીર્ણોદ્ધારાદિ કાર્યોમાં ખર્ચી નાખે અને પ્રભુપૂજા. આરતી વિગેરેની બોલીઓની ઉપજને દેવદ્રવ્યમાં જતી અટકાવી, સાધારણ ખાતામાં લઇ જાય તો પછી સંખ્યાબંધ પ્રાચીન તીર્થો અને હજારો જૈનમંદિરોની રક્ષા વિગેરેનો આધાર કોની ઉપર? શું દ્રવ્યવિના તીર્થાદિની રક્ષા વિગેરે બની શકે તેમ છે? હું તો શ્રીસંઘને એજ પ્રાર્થના કરૂં છું કે–ભલે આપ દેવદ્રવ્યના ખજાનાને શાસ્ત્રોક્ત વિધિથી જીર્ણોદ્ધારાદિ કાર્યોમાં યોગ્યતાનુસાર ખર્ચો પરન્તુ પ્રાચીનકાળથી ચાલી આવતી, આપણા પ્રામાણીક પરમર્ષિઓએ માન્ય કરેલી અને શાસ્ત્રસિદ્ધ બોલીઓની આવકને દેવદ્રવ્યમાં જતી અટકાવી સાધારણ ખાતામાં લઇ જવાની ભાવના સરખી પણ ન કરશો, શાસ્ત્રો, શાસ્ત્રકારો અને ખુદ તીર્થંકર મહારાજાએ પણ એ ફરમાન નથી કર્યું અને ન કરે કે–શ્રીસંઘે તીર્થો અને જિનચૈત્યોના રક્ષણ વિગેરેની વ્યવસ્થા ન રાખવી.

શ્રીમાન્ ધર્મવિજયજીના કેટલાક અનુયાયિઓ કહે છે કે–બોલીઓની આવક જો દેવદ્રવ્યમાંજ લઈ જવાય તો સાધારણખાતુ શી રીતે વધારી શકાય? આ પ્રશ્ન સાચા વિચારક વર્ગને મારા ધારવા પ્રમાણે તો નિર્માલ્યતા સૂચકજ લાગશે. વર્ત્તમાન સમયમાં ઘણાએ સદ્‌ગૃહસ્થો વિદ્યમાન

છે તેમજ ઘણાએ સાધારણ ખાતાના હીમાયતીઓ કે જેઓ માત્ર મોજશોખની ખાતર વિના સંકોચે પોતાના ધનનો વ્યય કરે છે તો શા માટે તેઓના હૃદયમાં સાધારણ ખાતાની જરૂરીયાત ઠસાવી સાધારણ ખાતાને તરતું ન બનાવી શકાય ?

કારણ કે–શ્રાદ્ધદિનકૃત્ય આદિ શાસ્ત્રોમાં કહ્યું છે કે–

॥ साधारणं चैत्यपुस्तकापद्गतश्रावकादिसमुद्धरणयोग्यं ऋद्धिमश्रावकश्राकृतसमुद्गकरूपं. ॥

અર્થ:—સાધારણ દ્રવ્ય તેજ કહેવાય કે જે રૂદ્ધિયુક્ત શ્રાવકોએ જિનમંદિર પુસ્તક અને આપત્તિમાં સપડાયેલ શ્રાવકોના ઉદ્ધાર લાયક જે દ્રવ્યસંચય કર્યો હોય ”

મારે સખેદ લખવું પડે છે કે—શ્રીમાન્ ધર્મવિજયજીએ, “ દુષ્કાળના ભીષણ સમયમાં ભૂખમરાથી પીડાતા માણસોને તેમાંથી [ દેવદ્રવ્યના ખજાનામાંથી ] એક કોડી પણ સીધી રીતે કામમાં આવી શકવાની નથી અને તેમ કરવાને કોઇ પણ આસ્તિક સલાહ પણ નહિ આપે ” આવો ઉલ્લેખ કરી સમાજના અંતરમાં એક જાતનું અપ્રીતિકારક વિષ રેડયું છે. જો કોઇ વિચારક તટસ્થ દૃષ્ટિથી વિચારશે તો તેને જરૂર એમજ લાગશે કે–શ્રીમાન્ ધર્મવિજયજીએ લોકોને અનિતીના માર્ગે જવાની સૂચના કરી છે. ગમે તેવી સ્થીતીમાં પણ દેવદ્રવ્યનું ભક્ષણ ન થાય તે નજ થાય તો પછી તેમાં સીધી રીતિ અને આડિ રીતિ શું ?

પ્રિય વાંચકો ! બોલીઓ શાસ્ત્રીય નથી એમ ત્યારેજ માની શકાય કે જ્યારે કોઇપિણ પ્રામાણીક ગ્રન્થોમાં તેનો ઉલ્લેખ ન હોય, પ્રામાણીક ગ્રન્થોમાં ઉલ્લેખ છતાં પણ ધર્મવિજયજી તેને અશાસ્ત્રીય કહેવા તૈયાર થયા છે એ એક આશ્ચર્યની વાત છે.

હું ધારૂં છું કે—મલ્લધારગચ્છનાયકશ્રીરાજશેરસૂરીશ્વર સંદૃબ્ધચતુર્વિંશતિપ્રબંધ, શ્રીમાન્ જિનમંડનગણિવર વિરચિત કુમારપાલ પ્રબન્ધ, શ્રીસોમધર્મગણિવર વિનિર્મિત ઉપદેશસપ્તતિકા, અને શ્રીરત્નમંડનગણિવરરચિત સુકૃત સાગર, આદિ ગ્રન્થરત્નોનું શ્રીમાન્ ધર્મવિજયજીએ મનનપુરઃસર અવલોકન નહિજ કર્યું હોય, અન્યથા તેઓ બોલીઓ શાસ્ત્રીય નથી એમ કદી પણ બોલી યા લખી શકે નહિ અને જો તે ગ્રન્થોનું અવલોકન કરવા છતાં પણ તેઓ તેમ કહેવા અને લખવા તૈયાર થયા હોય તો મારે નિરૂ-પાયે પણ એમ કહેવુંજ પડશે કે તેઓ એક નજીવા માનની ખાતર પોતાની અને સાથે પોતાના અનુયાયિઓની જીંદ-ગીને પણ બરબાદ કરવાનો નકામોજ પ્રયાસ સેવે છે.

ઉપરોક્ત ગ્રન્થોમાં બોલીઓના સ્પષ્ટ પાઠો છે તે પાઠો નીચે ક્રમસર આપવામાં આવે છે તે વાંચવાથી બોલીઓ અશાસ્ત્રીય નહિ પણ શાસ્ત્રીયજ છે એમ સમજી શકાશે.

આચાર્યશ્રી હેમચંદ્ર મહારાજ જે સંઘમાં હાજર હતા તે

કુમારપાલ મહારાજના સંઘમાં પણ નિચે પ્રમાણે બોલી થઇ હતી.

श्री सङ्घे मिलिते तत्र, मालोद्घट्टनहेतवे । चतुर्ल्लक्षैरयाचिष्ट, वाग्भट्टः प्रथमं स्रजं ॥ १ ॥ एवं प्रवर्द्धमानेऽथ, मूल्ये प्रच्छन्न पुरुषः । सपादकोट्या तां मालां, मार्गयन् प्रकटोऽभवत् ॥२॥

( ઉપદેશ સપ્તતિકા પા. ૪૮ )

અર્થાત્—માલા પહેરવા માટે શ્રી સંઘ ત્યાં ભેગો થયા પછી વાગ્ભટ મંત્રીએ ચાર લાખે કરીને પ્રથમમાળ માગી. ॥ ૧ ॥ આ પ્રમાણે માળાની ઉછામણી શરૂ થયા પછી કોઇ ગુપ્ત દાતા સવાક્રોડે કરીને તે માલાને માગતો પ્રગટ થયો. ॥ ૨ ॥

" मालोद्घट्टनप्रस्तावे तादृशि संघे राज्ञि च निषण्णे मन्त्री वाग्भटः लक्षचतुष्कमवदत् प्रच्छन्नधार्मिकः कश्चित् कथयति लक्षाष्टौ एवमन्येषु इश्वरेषु वर्धत्सु कश्चित् सपादकोटिं चकार राजा चमच्चकार उवाच च उत्थाप्यतां स यो गृह्णाति उत्थितः स "

( ચતુર્વિંશતિ પ્રબંધ )

સારાંસ—માલા પહેરવાના સમયે સંઘ અને રાજા વિગેરે એકત્રિત થયે છતે મન્ત્રી વાગભટ ચાર લાખ બોલ્યા ત્યારે કોઇ ગુપ્ત દાતા આઠ લાખ બોલ્યા, આ પ્રમાણે બીજા

ઇશ્વિરો—મોટા શેઠીયાઓ વધતે છતે કોઈ ગુપ્ત દાતાએ સવાક્રોડ કર્યા, રાજા ચમત્કાર પામ્યોં અને બોલ્યો, " ઉઠાડો તેને કે જે માળ ગ્રહણ કરે છે." તે પણ ઉઠયો.

" मालोद्घट्टनसमये मिलितेषु श्रीनृपादिसङ्घपतिषु मन्त्री वाग्भट इन्द्रमालामूल्ये लक्षचतुष्कमुवाच। तत्र च राजाऽष्टौ लक्षान्, मन्त्री षोडशलक्षीं, राजा द्वात्रिंशल्लक्षान्, एवं स्पर्द्धया मालामूल्ये क्रियमाणे कश्चित्प्रच्छन्नदाता सपादकोटिं चकार। ततश्चमत्कृतो नृपः प्रोचे, दीयतां माला, विलोक्यते मुखकमलं पुण्यवतः, इति श्रुत्वा मधुमतीवास्तव्यमन्त्रिहांसाधारसुतो जगडश्राद्धः सामान्यमात्रवेषाकारः प्रकटीबभूव। तं दृष्ट्वा मन्त्रिणं प्राह—नृपो विस्मयाकुलमनाः मन्त्रिन्! द्रव्यं सुस्थं कृत्वा दीयतां माला। जगडोऽपि राजवाचान्तःकषायितः सपादकोटिमूल्यं रत्नं दत्त्वाह—श्रीपरमार्हत भूप! इदं तीर्थं सर्वसाधारणं, अत्र च द्रव्यसुस्थमन्तरेण नहि कोऽपि वक्ति। ततस्तद्वचसा चमत्कृतो राजा तं श्राद्धं समालिङ्ग्य त्वं मम संघे मुख्य सङ्घाधिपतिरिति समानन्द्य मानं दत्वा मालामर्पितवान् तेनापि तीर्थभूता स्वमाता परिधापिता॥

लक्ष्मीवन्त परेऽप्येवं, वद्धस्पर्द्धाः शुभश्रियः। स्वयंवरणमालावन्मालां जगृहुरादरात्॥ १॥ सर्वस्वेनापि को मालां,

न गृह्णयाज्जिनौकसि । इह लोकेऽपि यत्पुण्यै, स्फुरेदिन्द्रपदं नृणाम् ॥ २ ॥ एवं कृतारात्रिकमङ्गलोद्यत्प्रदीपपूजाद्यखिलोपचारः । जिनं नमस्कृत्य स कृत्यवेत्ता प्रजागुरुः प्राञ्जलिरित्युवाच ॥ ३ ॥

( કુમારપાલ પ્રબંધ )

અર્થાત્—માળા પહેરવાના સમયે શ્રી કુમારપાલ રાજા વિગેરે સંઘપતિઓ મળ્યા પછી મંત્રી વાગ્ભટ ઇન્દ્રમાળા પહેરવા માટે પ્રથમ ચાર લાખ બોલ્યા ત્યારે રાજા આઠ લાખ મંત્રી સોળ લાખ, અને રાજા બત્રીસ લાખ બોલ્યા. આ પ્રમાણે પરસ્પર વધારાથી માળાની બોલીમાં આગળ વધ્યા એવામાં કોઇ એક ગુપ્તદાતા સવાક્રોડ બોલ્યો તેથી ચમત્કાર પામેલા રાજા બોલ્યા કે આપો માલા તે પુણ્યવાનનું મુખકમલ જોવાય. આ પ્રમાણે સાંભળીને મહુવા નિવાસિ મન્ત્રી હાંસાધારૂનો પુત્ર સામાન્ય વેષ અને આકારવાળો જગડ નામનો શ્રાવક પ્રગટ થયો—આગળ આવ્યો તેને દેખીને વિસ્મયે કરીને વ્યાપ્ત બનેલા રાજાએ મન્ત્રિને કહ્યું કે—હે મન્ત્રિન્ ! દ્રવ્યની વ્યવસ્થા કરીને માલા આપો. જગડ શ્રાવક પણ રાજાની વાણીએ કરીને આન્તઃકષાયયુક્ત બનેલા તેણે સવાક્રોડની કિંમતવાળુ એક રત્ન આપીને બોલ્યો કે—હે શ્રીપરમાર્હત ભૂપ ! આ તીર્થ સર્વ સાધારણ છે આ સ્થળે દ્રવ્યની વ્યવસ્થા વિના કોઇપણ બોલે નહિ, તેથી તેના

વચને કરીને ચમત્કાર પામેલો રાજા તે શ્રાવકને આલિંગન કરીને તેમજ તું મારા સંઘમાં મુખ્ય સંઘાધિપતિ છે એ પ્રમાણે આનંદિત કરીને માનસહિત માલા આપી તે શ્રાવકે પણ તીર્થભૂત પોતાની માતાને તે માળા પહેરાવી.

બીજા પણ કલ્યાણના સ્પૃહાવાળા શ્રીમંતો પરસ્પર સ્પર્ધાવાલા બનીને આદરસહિત સ્વયંવરમાલાની માફક ઈન્દ્રમાલાને ગ્રહણ કરવા *લાગ્યા ॥ ૧ ॥ કારણ કે જિનેશ્વર ભગવાનના મંદિરમાં પોતાનું સર્વસ્વ આપીને પણ કયો પુરૂષ આ ઈન્દ્રમાલા ગ્રહણ ન કરે, કે જેનાથી મનુષ્યો આ લોકમાંજ ઇન્દ્રપદને શોભાવે છે ॥ ૨ ॥ એ પ્રમાણે એટલે જેમ ઉછામણીથી માલાઓ લીધી તેમ આરતી મંગળદીપક અને પૂજા આદિ સર્વ ઉપચારો ઉછામણી પૂર્વક કર્યા છે જેણે એવા, કૃત્યોના જાણકર અને પ્રજાગુરૂ એવા રાજા કુમારપાલ શ્રીજિનેશ્વરદેવને નમસ્કાર કરીને હાથ જોડવાપૂર્વક એ પ્રમાણે બોલ્યા. ॥ ૩ ॥

" उभयोरिन्द्रमालां यः, परिधास्यति सद्भुपः । तस्य तीर्थमिदं भावि, तदेति स्थविरा जगु. ॥१९॥ तदा च सहसोत्थाय, पेथडः पुण्यपेशलः । ऐन्द्रीं परिदधे मालां तीर्थमात्मीचकार च ॥ २० ॥" ( ઉપદેશ સપ્તતિકા પા. ૫૬ )

*એક વસ્તુની અનેકવાર બોલીગે થાય એમ આ ઉપરના પાઠથી આપણે સ્પષ્ટ જોઇ શકીયે છીયે,

અર્થાત્—તે વખતે વૃદ્ધ પુરૂષો એમ બોલ્યા કે આ બન્ને સંઘમાં જે સંઘપતિ ઈન્દ્રમાળા પહેરશે તેનું આ તીર્થ થશે. ॥ ૧૯ ॥ તે વખતે પુણ્યપેશલ એવા પેથડે તુરત ઉઠીને ઈન્દ્રમાળા પહેરી અને તે તીર્થને પોતાનું બનાવ્યું. ॥ ૨૦ ॥

"इन्द्रमालोद्घट्टनायां, सङ्घलोके सकौतुके। स्थितौ सङ्घेशसचिवौ, नेमेर्वामेतराङ्गयोः ॥ २३॥ स्थितिरेव तयोरादौ, व्यनक्ति स्म जयाजयौ। यस्याभूद्दक्षिणा बाहा, श्रीनेमेस्तस्य वै जय ॥ १४ ॥ तौ टङ्कान् हाटकान् हेमसत्कशेरधटीरपि। क्रमेण चक्रतुस्तीर्थग्रहव्यग्रहृदौ तदा ॥ २५ ॥ रैधटी सचिवस्तत्र, पञ्चेन्द्रस्रकृते कृता। षडन्योऽपि ततः सप्ताष्टाद्यास्तौ चक्रतुःक्रमात् ॥ २६ ॥ चक्रे च षोडशाद्यस्ताः, सद्यस्तत्र क्षणेऽपरः। मार्गपित्वा दिनान्यष्टौ स्वर्णं मेलयितुं ययौ ॥२७॥ मन्त्र्यपि प्राहिणोद्दुर्गे, घटीयोजनगामिनीम्। करभीं स्वर्णमानेतुमुक्त्वा दशदिनावधिम् ॥ २८ ॥ पूर्णः कटकटङ्कावल्यादिभिर्जनतार्पितैः। सङ्घेऽष्टाविंशतिं चामीकरस्यामीमिलद्धटीः ॥ २९ ॥ प्रस्तुते पुनरप्यैन्द्रस्रग्वादे तावतीरपि। सोऽवादीत्तावदाग्रेन, षटपञ्चाशत्तदोचिरे ॥ ३० ॥ इत्थं पृथ्वीधरस्तीर्थं, स्वं कृत्वाऽवातरत्ततः। शक्तौ सत्यां परोपात्ततीर्थापेक्षा हि नोचिता ॥ ३८ ॥ ( સુકૃતસાગર પા. ૩૯ )

અર્થાત્—'ઇન્દ્રમાળ પહેરવાના અવસરે સંઘના સઘળા માણસો કૌતુકથી એકત્ર થયે છતે સંઘેશ (દીગમ્બર) અને મંત્રિવર પેથડ એ ઉભય સંઘવીઓ પણ શ્રી નેમનાથ સ્વામીની ડાબી તથા જમણી બાજુએ ઉભા રહ્યા. ॥ ૨૩ ॥ તે બન્ને સંઘવીની સ્થિતિજ પ્રથમ તો જય અને પરાજય બતાવી આપે છે. કેમકે જમણી બાજુએ પ્રધાન બેઠેલા છે તેમનો જય થવાનો છે. ॥ ૨૪ ॥ તીર્થ લેવા માટે ઉત્સુક હૃદયવાળા તે બન્ને જણ ક્રમે ક્રમે સોનાની ટાંકો, શેર અને ધડીઓ બોલવા લાગ્યા. ॥ ૨૫ ॥ તેમાં મંત્રી (શ્વેતામ્બર સંઘના સંઘપતિ) એ ઇન્દ્રમાળા લેવા માટે સોનાની પાંચ ધડીની ઉછામણી કરી, એટલે સામાવાળા છ ધડી બોલ્યા ત્યારે તે બે સાત આઠ એવી રીતે ક્રમે ક્રમે ઉછામણી કરવા લાગ્યા. ॥ ૨૬ ॥ તે વખતે ત્યાં સંઘમાનો બીજો કોઈ એક સોળ ધડી બોલ્યો અને તે માણસ આઠ દિવસની અંદર સોનું લાવી દેવાનું કબુલ કરી સુવર્ણ એકઠું કરવા ગયો. ॥ ૨૭ ॥ મંત્રીશ્વરે પણ ધડીમાં એક યોજન ચાલે એવી ઉંટડીઓને સોનું લેવા માટે દશ દિવસને વાયદે માંડવગઢ મોકલી. ॥ ૨૮ ॥ પૂર્ણ સંઘવીએ પણ લોકોએ આપેલ કટક અને ટંકોની શ્રેણીએ કરીને સંઘની અંદર અઠ્ઠાવીસ ધડી એકઠી કરી ॥ ૨૯ ॥ ફરીથી ઇન્દ્રમાળની બોલી શરૂ થયે તે પૂર્ણ સંઘવી અઠ્ઠાવીસ ધડી બોલ્યો ત્યારે મંત્રીશ્વર છપ્પન ધડી બોલ્યા ॥ ૩૦ ॥ આ પ્રમાણે પૃથ્વી-

ધર (પેથડ) નામના મંત્રીશ્વર તીર્થ પોતાનું (શ્વેતામ્બરોનું) કરીને નીચે ઉતર્યા કારણ કે છતી શક્તિએ પરે—બીજાએ ગ્રહણ કરેલા તીર્થની ઉપેક્ષા કરવી એ ઉચિત નથી. ॥૩૮॥

"બોલીનું ધી દેવદ્રવ્યનું છે એમ કહેવામાં તેઓ [ નિર્ણયકર્તાઓ ] ખરેખર સાહસજ કરે છે."

આ પ્રમાણે લખનાર શ્રીમાન્ ધર્મવિજયજીએ, આ નીચેના પાઠ ઉપર ખાસ લક્ષ આપવાની જરૂર છે સાથે એ પણ જરૂર છે કે તે પાઠનું અવલોકન કરતી વખતે તેઓએ પોતાના દુરાગ્રહને થોડા સમય માટે દૂર રાખવો.

द्रव्यं देवस्य दत्त्वैव, भोक्ष्येहमिति मन्त्रिणः । अभिग्रहव्रतश्चैक मौपवस्त्रमजायत ॥४०॥ धर्मारम्भगदच्छेदविभवागमनेष्विव । देवद्रव्यार्पणे हि स्याद्विलम्बो न सुखावहः ॥४१॥ द्वितीयेऽह्नि च निर्बन्धेऽप्यभुक्त स न सङ्घपः । महाधराद्या भूयांस्तदास्थूर- कृताशनाः ॥४२॥ उन्नतस्येव मेघस्य, मार्गं स्वर्णस्य पश्यतां तेषां चानश्नतां तद्विघटीशेषभूद्दहः ॥ ४३ ॥ एतावत्यायत्यु स्वर्णकरभ्योऽथ क्षणादभूद् । प्रमोदमन्दरक्षुब्धोऽस्ताध सङ्घा ब्धिरुद्धनिः ॥ ४४ ॥ तत्कालं तोयलयित्वा स, ददौ देवस्य काञ्चनम् ॥ चक्रे चतुर्विधाहारक्षपणं च क्रियापरः ॥ ४५ । प्रातः कृतोपवासानां भुक्तिभक्तिपुरस्सरम्॥ षष्टपारणकृतसङ्घ वात्सल्यं स व्यधान्महत् ॥ ४६ ॥

( સુકૃતસાગર પા. ૪૦ )

સારાંશ—'દેવનું દ્રવ્ય આપીનેજ હું ભોજન કરીશ' આવા અભિગ્રહવાળા મન્ત્રિને એકઉપવાસ થયો ॥૧॥ ધર્મનો આરંભ કરવામાં, રોગનો નાશ કરવામાં, ધનના આગમનની માફક દેવદ્રવ્યને આપવામાં કરેલો વિલમ્બ તે સુખકર્તા નથી ॥૨॥ બીજે દિવસે ઘણી આજીજી કરવા છતાં પણ સંઘપતિ પેથડે ભોજન ન કર્યું તેથી તે દિવસે મહાધરાદિ ઘણા યાત્રાળુઓએ પણ ભોજન ન કર્યું ॥ ૩ ॥ મયુરો જેમ ઉન્નત મેઘના માર્ગનું નિરિક્ષણ કરે તેમ સુવર્ણના માર્ગને જોતા અને ભોજન નહિ કરતા એવા સંઘપતિ અને બીજા યાત્રાળુઓને દિવસ માત્ર બેઘડી બાકી રહ્યો ॥ ૪૩ ॥ એટલામાં તો ક્ષણવારની અંદર સુવર્ણસહિત ઉંટડીઓ આવી અને પ્રમોદ–હર્ષઆનંદરૂપી મેરૂ પર્વતથી ક્ષુબ્ધ થયેલો એવો સંઘરૂપી સમુદ્ર અત્યંત ગર્જ્યો ॥ ૪૪ ॥ તેજ વખતે દેવના (માળા પહેરવાની ખાતર બોલેલા કહેલા છપ્પન ઘડી) સુવર્ણને તોળીને અર્પ્યું છતાં ક્રિયામાં તત્પર એવા પેથડમંત્રીએ–ચારે પ્રકારના આહારને ત્યાગ કર્યો એટલે 'ચોવિહાર' નામનું પ્રત્યાખ્યાન–પચ્ચખાણ કર્યું ॥ ૪૫ ॥ ત્રીજે દિવસે સવારમાં ઉપવાસ કરનારાઓને ભક્તિપૂર્વક ભોજન કરાવીને છઠ્ઠનું પારણું કરનાર એવા સંઘપતિ પેથડે મોટું સ્વામીવાત્સલ્ય કર્યું. ॥ ૪૬ ॥

પ્રિય વાંચકો ! મંત્રીવર પેથડની ઉપરોક્ત ક્રિયાને જોઇને આપ સમજી શક્યા હશો કે માળાની બોલીનું દ્રવ્ય

ખાસ દેવદ્રવ્યજ છે માટે બીજા ખાતામાં જઈ શકેજ નહિ તો હવે વિચારો કે—ખાસ પ્રભુભકિત નિમિતે બોલાતી પ્રભુ પૂજા, આરતી વિગેરે બોલીઓનું દ્રવ્ય સાધારણ ખાતામાં કોઈપણ રીતિએ લઇ શકાય ? અરે પ્રભુની પૂજા ખાતર આપવા કહેલું દ્રવ્ય એ શ્રાવકોના ઉપભોગમાં આવી શકે? ના કદીજ નહિ, એમ આપણુને આ મન્ત્રિવર પેથડની રીતિ સ્પષ્ટ જણાવે છે.

ઉપરના પાઠો ઉપરથી સુજ્ઞ વાંચક વર્ગ સમજી શકશે કે, બોલીઓ કંઇ શાસ્ત્રીય નથી માત્ર શ્રાવકની અંદર આ-પસ આપસમાં તકરાર થવા ન પામે તે માટે સંઘે કલ્પી કાઢેલી છે અને તે વખતે દેવદ્રવ્યમાં જરૂર હોવાથી તે બોલીની ઉપજ તેમાં લઇ જવાની કલ્પના કરી હતી. ઈત્યાદિ શ્રીમાન્ ધર્મવિજયજીનું સમજવું અને બીજાઓને સમજાવવું એ તદ્દન ભૂલ ભરેલું છે. કારણ કે ઉપરના પાઠો ઉપરથી એતો સિદ્ધજ છે કે, આપણા માટે બોલીઓ શાસ્ત્રીય છે. તેમજ મહારાજા કુમારપાળના સમયમાં તકરાર થવાની સંભાવના પણ ન હતી. કારણ કે તેઓ અઢાર દેશના માલિક રાજરાજેશ્વર અને પ્રજાપ્રિય હતા અને તે સમયમાં જો કે દેવદ્રવ્યમાં ત્રુટી ન હતી અને કદાચ હોય તો પણ તે ત્રુટીને પૂર્ણ કરવા મહારાજા કુમારપાલ એક-લાજ સમર્થ હતા.

લખતાં દીલગીરી થાય છે કે—શ્રીમાન્ ધર્મવિજયજીના

પ્રશિષ્ય શ્રીયુત ચમરેન્દ્રવિજયજી કે જેઓ પ્રાયઃ શ્રીમાન્ ધર્મવિજયજીની સાથેજ વિરાજમાન છે. તેઓ કુમારપાલ પ્રબન્ધના પાઠને કથાવાદ તરીકે ગણી આરતી પૂજા વિગેરેની બોલીઓને અશાસ્ત્રીય કહેવા માગે છે પરંતુ શ્રી સંઘે એટલું ખાસ લક્ષમાં રાખવું કે—જે કથાવાદની વિરૂદ્ધમાં વિધિવાદ ન હોય તે કથાવાદને વિધિવાદ તરીકેજ કહી શકાય. વિધિ-વાદ તે કથાવાદની વિરૂદ્ધમાં નથી એટલુંજ નહિ બલ્કે શ્રાદ્ધ વિધિનો પાઠ તેની તરફેણમાંજ છે.

જો કે શ્રાધ્ધવિધિના પાઠનો અર્થ શ્રીમાન્ ધર્મવિજયજી અને તેમના અનુયાયિઓ તરફથી વિચિત્ર થયો છે. અને થાય છે તેનો ખુલાસો શ્રીમાન્ ધર્મવિજયજી તરફથી પ્રસિધ્ધ થએલી પત્રિકા નં. ૨ ની પર્યાલોચના કરતી વખતે કરવામાં આવશે.

આ સ્થળે નીચેના હકીકત જણાવવી અસ્થાને નહિ ગણાય કે શ્રીયુત ચમરેન્દ્રવિજયજીએ દેવદ્રવ્યસમ્બન્ધી મીમાંસા બનાવીને શ્રીયુત આણંદવિજયજી ગણીના ટ્રેકટનો જવાબ આપવા કોશીશ કરે છે. પરન્તુ તેમાં તેઓ કોઈ પણ રિતિએ ફાવી શકયા નથી કારણ કે જયાં ત્યાં તેમને એમજ લખવાની ફરજ પડી છે કે—“ આમાં તો વિજય ધર્મસુરિજી મહારાજને કંઈ વાંધા જેવું જ નથી. વાંચનાર જોશે કે—આ વાકયમાં બોલવાનું નામ આવે છે ખરૂં, વાંચનાર વિચારશે કે—લેખકના કહેવા પ્રમાણે બોલી બોલવાની ગંધ પણ આ પાઠમાં અનુભવાય છે ખરી કે ?,

બતાવો, આમાં વિજયધર્મસૂરિજી મહારાજના સિદ્ધાંતને કંઈ આંચ આવે છે ખરી ?" ઈત્યાદિ ઈત્યાદિ. શું વિદ્વાનોની ખંડનશૈલી આવા પ્રકારની હોતી હશે ? હું નથી માનતો કે વિદ્વાનો આવી રીતિએ બહાર આવવાનું સાહસ કરે પણ મને લાગે છે કે શ્રીયુત ચમરેન્દ્રવિજયજીએ ઉપરોકત કાર્ય ગુરૂભકિતના આવેશમાં ને આવેશમાંજ કર્યું હશે ! અને જો તેમજ હોય તો તેમને હું એટલુંજ સૂચવીશ કે—આવા પ્રકારની ગુરૂભક્તિ કોઈપણ રીતિએ આત્મહિત કરનારી નથી.

શ્રીમાન્ ધર્મવિજયજી લખે છે કે—'શ્રીસંઘે કરેલી (બોલીઓની આવકને દેવદ્રવ્યમાં લઈ જવાની) કલ્પના કારણસરની હતી હવે તે કારણ ન રહેવાથી તે પૂજા—આરતી વિગેરે બોલીઓની ઉપજને સાધારણ ખાતામાં લઇ જવાની સંઘ કલ્પના કરે તો તે ખુશીની સાથે કરી શકે' આ તેમનું લખાણ કેવલ યુક્તિશૂન્ય છે કારણ કે—શ્રીસંઘે કલ્પના કરી, તે કારણસર હતી હવે તે કારણ રહ્યું નથી ઈત્યાદિ વાતો માત્ર પોતાની કુકલ્પનાએજ કલ્પી કાઢેલી છે અદ્યાવધિ તેની સિદ્ધિ માટે તેઓએ એક પણ ધર્મશાસ્ત્રનું પ્રમાણ બહાર મૂકયું નથી અને વારંવાર માગવા છતાં મૂકતા પણ નથી. કયાંથી મૂકે ? કોઇપણ શાસ્ત્રમાં હોય તો ને ? અરે ! ખેદનો વિષયતો એજ છે કે—જ્યારે તેઓ શાસ્ત્રીય પ્રમાણો આપી શકતા નથી ત્યારે તેમના હિતચિંતકો શ્રીયુત

ચમરેન્દ્રવિજયજી વિગેરે "જે કાલ્પનિક બાબતમાં શાસ્ત્ર ઉદાસીન છે તે બાબતમાં શાસ્ત્રીય પુરાવો માગાવો કેવો ?" ઈત્યાદિ ઈત્યાદિ ઉલ્લેખો કરી તેમનો બચાવ કરવા બહાર નીકળી પડયા છે પણ તેઓએ ધ્યાનમાં રાખવું કે–આવા તમારા લુલા બચાવોથી તેઓ (શ્રીમાન્ ધર્મવિજયજી) કોઈ પણ રીતિએ બચી શકે તેમ નથી કારણ કે શ્રીસંઘ સારી રીતે સમજે છે કે–જૈનશાસનમાં અત્યાર સુધીમાં સંખ્યાબંધ ધર્મધુરંધર સૂરીશ્વરો થઈ ગયા તેઓએ શાસ્ત્રનિરપેક્ષપણે–શાસ્ત્રની સૂચના વિના એક પણ નવી રૂઢિ શરૂ કરી નથી અને ચાલતી રૂઢિ ફેરવી નથી. અરે ! તેવા પ્રકારનો ઉપદેશ સરખો પણ આપ્યો નથી તો પછી અમે (શ્રીસંઘ) શાસ્ત્રનિરપેક્ષપણે કોઇપણ બાબતમાં ફેરફાર કરી શકીએજ નહિ. શ્રીસંઘ પણ તેવોજ ફેરફાર કરી શકે કે–જે ફેરફાર કરવામાં શાસ્ત્રીય બાધ ન આવે, એટલુંજ નહિ પણ શાસ્ત્રની સૂચના હોય અને પરિણામે ધર્મનાશક ન હોય.

વળી શ્રીમાન્ ધર્મવિજયજી કહે છે કે–' આ જમાનામાં તેમ કરવું વ્યાજબી છે અને તેમ કરવાના કેટલાક સંયોગો પણ ઉપસ્થિત થયા છે, તો શું આ જમાનાને ધર્મની આ શુભ ભાવનાની જરૂર નથી ? શું આ સમયના ભવ્યાત્માઓને પ્રભુભક્તિની જરૂર નથી ? શું આ જમાનો ત્યારેજ જીવી શકશે કે–જ્યારે પ્રભુભક્તિ નિમિત્તે ઉત્પન્ન થયેલી આવકને સાધારણ ખાતામાં લઈ જવામાં આવશે અને શ્રાવકોને

ઉપભોગમાં લેવાની સરલતા કરી આપવામાં આવશે ? અરે આ તે એક આચાર્ય પદધારકની કેવી ભાવના ? એવા તે ક્યા સંયોગો ઉપસ્થિત થયા છે કે-જેથી ધર્મનો નાશ કરીને પોતે જીવવું અને જમાનાને જીવતો રાખવો ? શું ધર્મનો નાશ કરીને પોતે જીવતા રહેવામાં અને જમાનાને જીવતો રાખવામાં કોઇ પણ રીતે આત્મહિત થવાની સંભાવના છે ?

પ્રિય વાંચકો ? જમાનાના નામે અને સંયોગોના નામે અપાતા ધર્મનાશક ઉપદેશને માન આપવા કદીપણ તૈયાર ન થશો. જમાનાના નામે યા સંયોગોના નામે થયેલા અધર્મથી કોઈપણ કાળે સદ્ગતિ મળી શકેજ નહિ. બહેતર છે કે—એવો સમય આવતાં પહેલાં આ ફાની દુનિયા ત્યાગી જવી.

શ્રીમાન્ ધર્મવિજયજીનો તા. ૮-૨-૨૦ ના જૈનમાં બહાર આવેલો અને ભાવનગરના એક મંડળે પત્રિકારૂપે પ્રસિદ્ધ કરેલો લેખ શાસ્ત્રથી વિરૂધ્ધ છે માટે કોઈ પણ આત્મહિતૈષીએ માન્ય કરવા લાયક નથી એમ આપણે સારી રીતે વિચારી ગયા તો તેવા લેખથી સમાજ અવળે રસ્તે દોરાઇને પોતાને અવનતિના ગર્ત્ત-ખાડામાં ન ઉતારી નાંખે એવા શુભ ઇરાદાથી ખંભાત મુકામે પૂજ્યપાદ પરમગુરૂ જૈનાચાર્ય શ્રીમદ્વિજયકમલસરીશ્વરજી મહારાજ, શ્રીમાન્ સાગરાનંદસૂરીશ્વરજી મહારાજ, પંન્યાસજી મહારાજ શ્રીમદ્

દાનવિજયજીગણી અને પંન્યાસજી મહારાજ શ્રીમાન્ મણિ-વિજયજી ગણી વિગેરે મહાત્માઓએ એકત્રિત થઇને હરિભદ્રસૂરિકૃત ઉપદેશપદ, આવશ્યકવૃત્તિ, ષોડશક અને સંબોધપ્રકરણ શ્રીમદ્ જિનેશ્વરસૂરિકૃત અષ્ટકવૃત્તિ, વૃહત્કલ્પ. વ્યવહાર અને નીશીથભાષ્યાદિ શાસ્ત્રોના આધારે દેવદ્રવ્યની વૃદ્ધિ અને રક્ષણ ભક્ષણનું ફલ તેમજ તેની આવક ફેરવી ન શકાય એમ જણાવનાર એક નિર્ણય લખ્યો અને તે નિર્ણયને શ્રીમાન ધર્મવિજયજી સાથે પત્ર વ્યવહાર થયા બાદ જ્યારે શ્રીમાન્ ધર્મવિજયજીએ ન માન્યું ત્યારે શ્રીમાન સાગરાનંદસૂરીશ્વરજીએ ' આચાર્યો, પંન્યાસો, ગણીઓ અને મુનિઓએ જણાવેલો દેવદ્રવ્ય સંબન્ધી નિર્ણય ' આ મ-થાળા નીચે છાપવા માટે જૈન પત્રના અધિપતિ ઉપર મોકલી આપ્યો. તે નિર્ણયને સ્વાર્થનિષ્ટ જૈનતંત્રીએ ' દેવદ્રવ્ય સબન્ધી ' આ મથાળાથી તા. ૨૧ મી માર્ચ સને ૧૯૨૦ ના અંકમાં પ્રસિદ્ધ કર્યો. તેને વાંચી શ્રીમાન્ ધર્મવિજયજીએ તા. ૨૮ મી માર્ચ સને ૧૯૨૦ ના અંકમાં એક લેખ લખી તેમાં લખી નાખ્યું કે—

" આરતી, પૂજા, મંગલદીવા ઘોડીયા પારણું, વરઘોડો વિગેરેની બોલી બોલવાનો જ્યાં ઉલ્લેખજ નથી તો પછી તે બોલીનું ઘી દેવ-દ્રવ્યનું છે એમ કહેવામાં તેઓ ખરેખર સાહસજ કરે છે. જેમ તેઓ ગ્રંથને વાંચી સમજી શકે છે, તેમ હું પણ ગુરૂમહારાજની કૃપાથી કાંઇક સમજી શકું છું. જો કોઇ પ્રામાણિક ગ્રન્થોમાં અગર તેઓએ

ગણાવેલ ગ્રંથોમાં તેવો ઉલ્લેખ નીકળે કે આરતી-પૂજાનું શ્રી દેવદ્રવ્યમાંજ લઇ જવું. બીજા ખાતામાં લઈ જઇ શકાયજ નહિ તો હું માફી માગું અને જો તેવો લેખ નીકળે નહીં તો તો તેઓ માફી માગે ખરા કે નહિ તેનો વિચાર કરશો."

ત્યારે શ્રીમાન્ આણંદવિજયજી ગણી કે જેઓ નિર્ણય કરતી વખતે હાજર હતા. તેઓએ તા. ૯-૪-૨૦ ના રોજ એક સૂચનાપત્રિકા બહાર પાડી તેમાં આરતી—પૂજા વિગેરેની બોલીઓ શાસ્ત્રીય છે અને તેની ઉપજ દેવદ્રવ્યમાં જઇ શકે એવા સ્પષ્ટ આશયવાળો શ્રાદ્ધવિધિનો પાઠ આપી શ્રીમાન્ ધર્મવિજયજીને પોતાની પ્રતિજ્ઞા સફળ કરવા અને પોતાના શાસ્ત્રવિરૂદ્ધ લેખને પાછો ખેંચી લેવાની સૂચના કરી. તે છતાં પણ શ્રીમાન્ ધર્મવિજયજીએ લેખ પણ પાછો ન ખેંચ્યો અને પ્રતિજ્ઞાનું પાલન પણ ન કર્યું. પ્રત્યુત તેમના અનુયાયીઓ, સાગરાનંદસૂરિજી મૌન થઇ ગયા છે અને શ્રીમાન્ આણંદવિજયજીએ શ્રાધ્ધવિધિના પાઠનો અર્થ ખોટો કર્યો છે. ઈત્યાદિ ઈત્યાદિ યદ્વા તદ્વા પ્રલાપ કરવા મંડી પડ્યા ત્યારે શ્રીમાન્ સાગરાનંદસૂરીશ્વરજી મહારાજે તા. ૧૮-૪-૨૦ ના રોજ 'શ્રીમાન્ ધર્મવિજયજીને પોતાની પ્રતિજ્ઞા માટેની સાવચેતી' આ મથાળાનું એક હેન્ડબીલ બહાર પાડી તેમની પ્રતિજ્ઞાને તેમની સ્મૃતિપથમાં ઉપસ્થિત કરી, છતાં પણ પ્રતિજ્ઞાથી બેપરવા બનેલા શ્રીમાન્ ધર્મવિજયજીએ પોતાની પ્રતિજ્ઞા તરફ દૃષ્ટિપાત સરખો પણ

ન કર્યો અને તા. ૪-૫-૨૦ ના રોજ એક બીજા નંબરની પત્રિકા જૈન પત્રના વધારા તરીકે વહેંચાવી.

પ્રિય વાંચકો ! અત્યાર સુધીમાં આપણે માત્ર પ્રથમ પત્રિકાનું અને તે પત્રિકાને ઉદ્દેશીને બનેલા કેટલાક બનાવોનું નિરિક્ષણ કર્યું તે ઉપરથી આપણે સમજી શકયા કે શ્રી ધર્મવિજયજીએ પ્રથમ પત્રિકામાં પૂજા—આરતી આદિ બોલીઓના સંબંધમાં કરેલો ઉલ્લેખ શાસ્ત્રનિરપેક્ષ હોવાથી લોકોને ઉન્માર્ગે લઇ જનાર છે. અને પોતાનો કક્કો ખરો કરવાની ખાતર કરેલા પ્રયાસો પોતાના પદને કલંકિત કરનાર છે.

ચાલો ત્યારે હવે આપણે તેમણે પ્રસિધ્ધ કરેલી બીજી પત્રિકાની સમીક્ષા કરીએ.

પ્રિય વાંચકો ! તેમની બીજી પત્રિકાનું પણ મુખ્ય નામ 'દેવદ્રવ્ય સંબન્ધી મારા વિચારો' આનું આજ છે પરન્તુ તેની સાથે તે નામની નીચે 'શું બોલીનું દ્રવ્ય સાધારણ ખાતામાં ન લઇ જઈ શકાય ?' આ એક આશ્ચર્યકારક પ્રશ્ન મૂકવામાં આવેલો છે અને એ પ્રશ્નના સમ્બન્ધમાં કેટલોક ઉલ્લેખ કરી પાછળથી હીરપ્રશ્ન, શ્રાદ્ધવિધિ, ધર્મસંગ્રહ અને સંબોધસપ્તતિના કેટલાક પાઠો આપી તેની મનગમતી સંગતિ કરી છે તો આપણે હવે એજ તપાસીએ કે-તે કાર્ય કરવામાં એ 'શાસ્ત્રવિશારદે' કેટલી સફળતા મેળવી છે.

પ્રારમ્ભમાંજ તે 'સમયાનુસારિ' તરીકે પ્રસિદ્ધ થવાના અભિલાષુક સૂરિએ લખ્યું છે કે—' સમયના સ્વભાવ પ્રમાણે પ્રવૃત્તિ અને નિવૃત્તિ થયાજ કરે છે—' ધાર્મિક રીવાજો મનુષ્યકૃત છે તેમાં ફેરફાર થતોજ રહે છે માટે તેમાં ફેરફાર કરવાથી પ્રભુની આજ્ઞાનો ભંગ થતો નથી કારણ કે—પ્રભુએ શ્રીમુખથીજ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ પ્રમાણે વર્ત્તવાની આજ્ઞા કરી છે.'

પ્રિય મહાનુભાવો ! આ તે સૂરિની કેવી લેખનશૈલી ! કોણ ના પાડે છે કે—સમયાનુસાર પ્રવૃત્તિ અને નિવૃત્તિ નથી થતી અને ધાર્મિક રીવાજો મનુષ્યકૃત નથી ? અરે આખી આલમ માને છે કે—સાક્ષાત્ ધર્મવસ્તુ પણ પ્રૌઢપ્રભાવસંપન્ન સર્વોત્તમપુરૂષથીજ પ્રવૃત્તિમાં આવેલ છે. પરન્તુ એ શાસ્ત્રવિશારદસૂરિએ આ નિયમ કયાંથી શોધી કાઢયો કે—પુરાતન મહર્ષિઓએ—અનિષિદ્ધ અરે એટલુંજ નહિ પણ અનુમોદેલા માટેજ પ્રશસ્ત, પ્રાચીન અને શાસ્ત્રસિદ્ધ રીવાજોમાં આખી સમાજથી વિરૂદ્ધ થઇને અરે તે પણ મનસ્વી રીતિએ શાસ્ત્રનિરપેક્ષપણે ફેરફાર કરવાથી પ્રભુની આજ્ઞાનો ભંગ થતો નથી ? દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ પ્રમાણે વર્ત્તવું એટલે શું ? પ્રભુની એ આજ્ઞા શું સૂચન કરે છે ? એ આજ્ઞાનું પાલન કેવી રીતિએ થઈ શકે ? ઇત્યાદિ પ્રશ્નોના સ્પષ્ટ ખુલાસા તે સૂરિએ સમાજ સમક્ષ મૂકવાજ

જોઇએ અને સમાજને સમજાવી આપવું જોઇએ કે-હું જે ફેરફાર કરવાની ઉદ્દઘોષણા કરૂં છું તે પ્રભુની આ (દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ પ્રમાણે વર્ત્તવારૂપ) આજ્ઞાને અનુસરતીજ છે.

શ્રી ધર્મવિજયજીએ "મહાન્ આચાર્યો અને સંઘો તે પ્રમાણે ફેરફારો કરતાજ આવ્યા છે એ વાતમાં અનેક દૃષ્ટાન્તો આપણી પાસે મૌજુદ છે." આ પ્રમાણે લખી કેટલાંક દૃષ્ટાન્તો ટાંકયાં છે તો હું તેઓને એટલુંજ પૂછીશ કે-શ્રીમાન્ સત્યવિજયજી પંન્યાસે શરૂ કરેલો, કપડાં રંગવાનો રીવાજ શાસ્ત્રસંમત છે યા નહિ? તે મહાપુરૂષે શું શાસ્ત્રનિરપેક્ષપણે એ રીવાજ દાખલ કરેલ છે? તેમજ બીજા પણ જે રીવાજો દાખલ કર્યા છે તે ધર્મરક્ષક છે કે ધર્મભક્ષક? શું તમે કરવા ધારેલો ફેરફાર તે ફેરફારોની કક્ષામાં આવી શકે તેમ છે? શું તમે કરવા ધારેલો ફેરફાર દેવદ્રવ્યની આવકને તોડનારો નથી? અને શું દેવદ્રવ્યની આવકને તોડનારો સંસારમાં પરિભ્રમણ ન કરે? દેવદ્રવ્યનો નાશ કરનાર-ભક્ષણ કરનાર દ્રવ્ય, ક્ષેત્ર, કાળ ભાવના બહાને બચી જાય ખરો?

સૂરિજી! "રીવાજોમાં ફેરફાર કરવાનો હક સંઘને હોય, એમાં નવાઈ જેવુંજ શું છે!" આ પ્રમાણે લખી નાખવા પૂર્વે એ સ્પષ્ટ કરવું જોઇએ કે-કયા કયા રીવાજોમાં

કેવો સંઘ કેવા પ્રકારનો અને કેવી રીતિએ ફેરફાર કરી શકે ? એક આચાર્ય તરીકે પ્રસિદ્ધિને પામેલાએ વિના-પ્રમાણે કપોલપુરાણને સત્ય તરીકે ન બતાવવું જોઇએ કારણ કે તેમ કરવાથી સમાજમાં સૂરિપદપણ શંકિત થાય છે.

અરે કાશીથી 'શાસ્ત્રવિશારદ' થઇને આવેલા સૂરિએ તો શાસ્ત્રોનું સત્વ કાઢી તેમાંથી એવો અનુપમ નિષ્કર્ષ કાઢ્યો કે જેને અત્રે દાખલ કરતાં મારી નિર્જીવ લેખિની પણ કંપે છે. અરે! પણ સમાજના સ્મૃતિપથમાં ઉપસ્થિત કરવાની ખાતર મારે લખવું પડે છે કે તેમણે શાસ્ત્રોમાંથી "ભક્તિના કાર્યોમાં ઉછામણી હોઇ શકેજ નહિ" આ નિષ્કર્ષ કાઢ્યો છે. અરે ! આ નિષ્કર્ષ કાઢીને તો તેમણે ગજબ કરી નાખ્યો. કારણ કે–મહારાજા કુમારપાલ અને મન્ત્રીશ્વર પેથડને માળા વિગેરેની ઉછામણી કરતાં નહિ અટકાવનારા એટલુંજ નહિ પરન્તુ તે કાર્યમાં અનુમતિ આપનારા કલિકાલસર્વજ્ઞ પ્રભુ શ્રીમદ્ હેમચંદ્ર સૂરીશ્વરજી મહારાજા અને શ્રીમાન્ ધર્મઘોષ સૂરીશ્વરજી મહારાજને, શ્રાદ્ધવિધિમાં 'ઉછામણી' નો ઉલ્લેખ કરનાર શ્રીમાન્ રત્નશેખર સૂરીશ્વરજી મહારાજને, બોલીનો મનાઈ હુકમ નહિ કાઢનાર જગદ્‌ગુરૂ શ્રીમાન્ હીરસૂરીશ્વરજી મહારાજને અને ઉછામણીની ખાતર અવિધિને પણ જતી કરનાર શ્રીમાન્ વિજયસેનસૂરિશ્વરજી મહારાજ આદિ મહાત્માઓને

શાસ્ત્રઅવિહિત માર્ગના પોષક બનાવ્યા. અરે ! માનવશ બનેલા મનુષ્યો માનની ખાતર શું શું નથી કહેતા ?

ભવ્યાત્માઓ ! પ્રભુ મહાવીરના શાસનમાં અનેક ધર્મ-ધુરંધર સૂરીશ્વરો, વાચકવરો અને પણ્ડિત પ્રવર મહાત્માઓ થઈ ગયા છે, જેઓએ બનાવેલા અનુપમ ગ્રન્થરત્નોના અવલોકનથી આપણે માનીએ છીએ કે-તેઓ સિદ્ધાન્ત પારદૃશ્વા હતા, છતાં પણ અદ્યાપિ " ભક્તિનાં કાર્યોમાં ઉછામણી હોઈ શકેજ નહિ " આવો નિષ્કર્ષ તો કોઈપણ સૂરિશ્વરે, વાચકવરે યા પણ્ડિતપ્રવરે કાઢયોજ નથી.

સૂરિજી ? એવું કોણ કહે છે કે—ઘણા દ્રવ્ય આપનારનેજ પૂજા કે આરતી વિગેરેનું ફળ મળી શકે છે અને બીજાને નથીજ મળતું ? કે જેથી આપને " જો એવી રીતે દ્રવ્ય આપનારનેજ ફળ મળતું હોય, તો તો પછી બિચારા ગરીબો કે નિર્ધનોનો નિસ્તારજ ન હોઈ શકે, તેઓ જે કંઈ પૂજા આરતી કરે તે તો વ્યર્થજ જાય. " આ પ્રમાણેનો ઉલ્લેખ કરવાની ફરજ પડી ? અરે સુરિ તરીકે પ્રસિદ્ધ થઈને શા માટે લોકોના અંતરમાં વિષ રેડો છો ? શું આપ એટલું પણ નથી સમજી શકતા કે-ઉછામણી એ ભવ્યાત્માઓના ભાવોત્કર્ષ માટે અને દેવદ્રવ્યની વૃદ્ધિ માટે છે ? આશ્ચર્ય થાય છે કે—સૂરિજી બનીને આટલું પણ નથી સમજી શકતા.

શાસ્ત્રવિશારદસુરિજી હવે વધ્યા આગળ અને લખી નાખ્યું કે-" બોલીનો રિવાજ અમુક વર્ષોથી દાખલ થયેલો છે. વસ્તુતઃ પૂજા આરતી વિગેરેમાં બોલી હોવીજ જોઇએ એવો કંઈ પરમાત્માનો ઉપદેશ નથી." લખ્યું તો ખરૂં પણ તેને પ્રમાણથી સાબીત ન કરી શકયા. કોઇ પણ શાસ્ત્રમાંથી તેમને તે બાબત સિધ્ધ કરવા માટે પ્રમાણ નજ મળી શકયું. અરે તે સમ્બન્ધમાં અવારનવાર પૂછાયેલા અને પૂછાતા પ્રશ્નો જેવા કે-આપ શા આધારે એમ કહો છો કે બોલીનો રિવાજ અમુક વર્ષોથી દાખલ થયેલો છે? બોલીનો રિવાજ કયારે, કોણે અને શા માટે શરૂ કર્યો? ઇત્યાદિ. તેના પ્રત્યુત્તરો આપવાનું કાર્ય પણ તેમની અપ્રતિમ પ્રતિભા ન કરી શકી ત્યારે ઉઠયા શાસ્ત્રવિશારદસૂરિ અને પરમ પ્રભાવક જગદ્ગુરૂ શ્રીમદ્વિજયહીરસૂરીશ્વરજી મહારાજ પણ જાણે પોતાની માફક પરમ પ્રામાણિક પૂર્વાચાર્યોના કથનને માન્ય ન રાખતા હોય એમ જણાવવાની ચેષ્ટા કરવા મંડી પડયા એટલે કે શ્રીમાન્ હીરસૂરીશ્વરજી મહારાજની સાથે શ્રીમાન્ જગમાલઋષિએ કરેલા કેટલાક પ્રશ્નોત્તરોમાંથી એક પ્રશ્નોત્તરને લઇને તેઓ (શ્રીમાન્ ધર્મવિજયજી) એમ કહેવા માગે છે કે—શ્રીમાન્ હીરસૂરીશ્વરજી મહારાજ પણ 'બોલી બોલવી એ સુવિહિત આચરિત નથી.' આ પ્રમાણે કહે છે.

સૂરીજી! ભલે આપના અંતઃકરણમાં એક સુવિહિત શિરોમણિ સૂરીશ્વર ઉપર અસદ્ભૂત આક્ષેપ કરતાં ત્રાસ ન

આવ્યો પણ અસત્ય કલ્પનાને સત્ય બનાવવાના અને અ-શાસ્ત્રીય માર્ગને શાસ્ત્રીય મનાવવાના તાનમાં ચઢેલા આપને એ પણ વિચાર ન આવ્યો કે—મેં મારા હાથે આ અશાસ્ત્રીય ચર્ચાને ઉપસ્થિત કરવાની ખાતર લખેલા પ્રથમ-નાજ લેખમાં "બોલી બોલવાનો રીવાજ અમુક વર્ષો અગાઉ સુવિહિતઆચાર્યોએ અને સંઘે અમુક કારણને લઈને દેશકાળાનુસાર દાખલ કરેલો જોવાય છે." આ વાકયને હું કયાં સુધી છુપાવી શકીશ? અરે હું ભૂલ્યો! જેઓને પોતાના વિચારોની અને લખાણની કિંમતજ ન હોય તેઓને તે વિચાર કયાંથી આવી શકે? હું ખાત્રીપૂર્વક કહું છું કે જો તેઓને (શ્રીધર્મવિજયજીને) પોતાના વિચારોની તો દૂર રહી પરન્તુ પોતાના લખાણની પણ કિંમત હોત તો તેઓ આવા અશાસ્ત્રીય વિચારો ફેલાવીને શાન્ત થયેલી સમાજમાં અશાન્તિને ન ફેલાવત અરે શાન્ત થયેલા અગ્નિને પુનઃ પ્રદીપ્ત નજ કરત.

વાંચકો! વાંચો આ તેમનું (શ્રીધર્મવિજયજીનું) પોતાનુંજ લખાણ—

"શ્રી નયાશહેરથી લિ. ધર્મવિજયાદિ સાધુ સાતના શ્રીપાલપુર તત્ર દેવાદિ ભક્તિમાન્ મગનલાલ કક્કલ દોશી યોગ્ય ધર્મલાભ વાંચશો તમારો પત્ર મલ્યો છે. ઘી સંબંધિ પ્રશ્ન જાણ્યા પ્રતિક્રમણ સંબંધિ તથા સૂત્ર સંબંધિ જે બોલી થાય તે જ્ઞાન ખાતામાં લેવી વ્યાજબી છે, સુપન સંબંધિ ઘીની ઉપજનો સ્વપ્ન બનાવવા પારણું

બનાવવું વિગેરેમાં ખરચ કરવો વ્યાજબી છે. બાકીના પઇસા દેવદ્રવ્યમાં લેવાની રીતિ પ્રાયઃ સર્વ ઠેકાણે માલમ પડે છે. ઉપધાનમાં જે ઉપજ થાય તે જ્ઞાન ખાતે તથા કેટલીક નાણાં વિગેરેની ઉપજ દેવદ્રવ્યમાં જાય છે. વિશેષ તમારે ત્યાં મહારાજશ્રી હંસવિજયજી મહારાજ બીરાજમાન છે તેઓશ્રીને પૂછશો. એક ગામનો સંઘ કલ્પના કરે તે ચાલી શકે નહિ. સાધુ સાધ્વ શ્રાવક શ્રાવિકા મલી ચતુર્વિધ સંઘ જે કરવા ધારે તે કરી શકે. આજ કાલ સાધારણ ખાતામાં વિશેષ પઇશો ન હોવાથી કેટલાક ગામમાં સ્વપ્ન વિગેરેની ઉપજ સાધારણ ખાતે લેવાની યોજના કરે છે પરન્તુ મારા ધાર્યા પ્રમાણે તે ઠીક નથી. દેવદર્શન કરતાં યાદ કરશો. ''

મારા ધારવા પ્રમાણે ઉપરોકત પત્રના સંબંધમાંજ શ્રીમાન્ ધર્મવિજયજીના પૂજારી ગુરૂઘંટાલે (આ નામ તેની નામદાત્રીએ આપ્યું હોય એમ મારૂં માનવું નથી પછી તો જ્ઞાની જાણે) મહાત્માઓની નિંદાથી ભરપૂર જૈન પત્ર અને તેના તંત્રીની શ્રદ્ધાની કિંમત કરાવનારૂં ' ગુરૂઘંટાલનુ સ્વપ્ન, સ્વપ્નમાં સફર અને મુનિઓની મુલાકાત ' આ નામનું એક હેન્ડબીલ કાઢી તેમાં ' શું તમે એમની પ્રથમ પત્રિકા નથી વાંચી ? છેલ્લાંજ તેમણે લખ્યું છે કે–કાશીથી વિહાર કરીને ગુજરાત કાઠિયાવાડમાં આવ્યા પછી મને આ વિચારો સ્ફુર્યા હતા. આ પ્રમાણે લખી તેમના (શ્રીધર્મવિજયજીના) તે પત્રના (પાલણપુરના પત્રના) વિચારો અત્યારે રહેવા નથી પામ્યા એમ સિદ્ધ કરવા માગ્યું છે અને વાત પણ ખરી છે કે–શ્રીધર્મવિજયજીએ ખાસ તાજાકલમ કરીને

“કાશીથી વિહાર કરીને ગુજરાત કાઠીયાવાડમાં આવ્યા પછી મને આ વિચારો સ્ફુર્યા હતા.” આ વાકય એમ જણાવવા માટેજ લખ્યું હોય તેમ સ્પષ્ટ સમજી શકાય છે. અને જો તેમજ હોય તો હું શ્રીધર્મવિજયજીને પુછું છું કે આપ સાચા શાસ્ત્રવિશારદ કાશીમાં બન્યા કે ગુજરાત કાઠીયાવાડમાં? અને જો ગુજરાત કાઠીયાવાડમાં બન્યા તો કાશીથી અત્રે આવ્યા પછી કયા કયા શાસ્ત્રોનું અવલોકન કર્યું કે જેના પ્રભાવે તે શાસ્રીય વિચારોનો વિલય થઇને આવા અશાસ્ત્રીય વિચારોએ આપના અંતઃકરણમાં પોતાનું નિવાસસ્થાન બનાવ્યું? તથા કયા કયા શાસ્ત્રોમાં તમોએ જોયું કે દેવદ્રવ્યની આવક સાધારણ ખાતે લઈ જઈ શ્રાવકાદિને ખવરાવી શકાય?,

સુજ્ઞ શાસનરસિકો! હવે ચાલો આપણે વિચારીએ કે—શાસ્ત્રવિશારદસૂરિજી જે પ્રશ્નોત્તરને લઇને જગતને એમ સમજાવે છે કે—શ્રીમાન્ હીરસૂરીશ્વરજી મહારાજ પણ “બોલી બોલવી એ સુવિહિત આચરિત નથી’ આ પ્રમાણે કહે છે તે વાત સત્ય છે યા નહિ?

ઉપરના પ્રશ્નઉપર વિચારણા ચલાવતા પહેલાં આપણે શ્રીમાન્ જગમાલઋષિજીનો પ્રશ્ન અને વિજયહીરસૂરીશ્વરજી મહારાજનો ઉત્તર કેવા પ્રકારનો છે તે જોઈ લઇએ.

જગમાલ ઋષિજીએ પુછેલો પ્રશ્ન—

“ तैलादिमाननेनादेशप्रदानं शुद्ध्यति नवा ”

'અર્થાત્—તેલ વગેરેની બોલીથી આદેશ આપવો શુદ્ધ છે યા નહિ!'

શ્રીમાન્ વિજયહીરસુરીશ્વરજી મહારાજે આપેલો સ્પષ્ટ ઉત્તર.

"तैलादिमाननेन प्रतिक्रमणाद्यादेशप्रदानं न सुविहिताचरितं परं क्वापि क्वापि तदभावे जिनभवनादिनिर्वाहासम्भवेन निवारयितुमशक्यमिति"

અર્થાત—તેલ વિગેરેની બોલીવડે કરીને પ્રતિક્રમણાદિમાં આદેશ આપવો એ સુવિહિતઆચરિત નથી પરંતુ કોઈ કોઈ સ્થળે તે બોલીના અભાવે જિનમંદિરોનો નિર્વાહ થવાની અસંભાવના હોવાથી તે બોલીનું નિવારણ કરવું એ અશક્ય છે.

સુજ્ઞ શાસનપ્રેમીઓ! વિચારો, હવે આ પ્રતિક્રમણાદિ જેવા બોલીના પ્રશ્નોત્તરને લઇને બોલી માત્રનો સર્વથા નિષેધ કરનારા શાસ્ત્રવિશારદસૂરિ કેટલા સત્યવાદી અને શાસ્ત્રને સમજનારા છે.

તે સૂરિના કેટલાક અનુયાયીઓ સૂરિને સત્યવાદી બનાવવાની ખાતર અને તેમની 'શાસ્ત્રવિશારદ' પદવીને નિષ્કલંક રાખવાની ખાતર કહે છે કે—જગમાલઋષિએ ક્યાં અમુકઆદેશને ઉદ્દેશીને પ્રશ્ન પૂછ્યો છે? પણ તેઓ એ નથી વિચારતા કે—જો શ્રીમાન્ જગમાલઋષિજીએ સામાન્ય આદેશને ઉદ્દેશીનેજ પ્રશ્ન પૂછ્યો હોય તો શ્રીમાન્

વિજયહીરસૂરીશ્વરજી મહારાજ શા માટે ' પ્રતિક્રમણાદિ ' શબ્દને આગળ કરીને પ્રત્યુત્તર આપે ? અને તે સંબન્ધમાં શ્રીમાન્ જગમાલઋષિજી ફરીવાર ઉહાપોહ શા માટે ન ચલાવે ? શ્રીમાન્ હીરસૂરીશ્વરજી મહારાજે ' પ્રતિક્રમણાદિ ' શબ્દને અભિમુખ કરવાથીજ અને શ્રીમાન્ જગમાલઋષિજીએ પુનઃ તત્સંબન્ધિ પ્રશ્નોત્તર ન કરવાથી એ નિશ્ચિત થઈ શકે છે કે જગમાલઋષિજીનો પ્રશ્ન ભાવસ્તવપરત્વેનો અને તેનો આદેશ પણ સાધુ આપી શકે યા નહિ એટલુંજ જાણવા પુરતો છે. તથા પાઠમાં આવેલ ' **सुविहिताचरित** ' શબ્દ સાધુઓને અંગે હોવાથી જે આદેશ સાધુઓ આપતા હોય તે બોલી પૂર્વક થાય તે અયોગ્યજ ગણાય. એ માટે પ્રશ્નકાર એજ વાતને હૃદયમાં રાખી **शुद्धयति** એ ક્રિયાપદ વાપરીને સ્પષ્ટ જણાવે છે. આરતી–પૂજાનો આદેશ તો શ્રાવકોજ આપે છે. એને અંગે **सुविहिताचरित** એ શબ્દ નકામોજ છે તેથી ઉત્તરમાં ખાસ કરીને પ્રતિક્રમણાદિ એ વિશેષશબ્દનો ઉપયોગ કર્યો છે. અને તેથીજ તેના પ્રત્યુત્તરમાં શ્રીમાન્ વિજયહીરસૂરીશ્વરજી મહારાજે બોલીપૂર્વક પ્રતિક્રમણાદિ (આદિ શબ્દથી સામાયિક લેવું, પાળવું. અજિતશાન્તિ, અથવા બીજું કોઇ સ્તવન અને મોટી શાન્તિ વિગેરે વિગેરે ) નો આદેશ આપવો એ સુવિહિત આચરિત નથી એમ કહ્યું છે અને એ તો આપણે પણ સમજી શકીએ છીએ કે—એ

આદેશો સાધુઓએ આપવાના છે માટે તે બોલીપૂર્વકના હોવા ન જોઇએ કારણ કે—તેમ થવાથી સાધુ મહારાજાને પણ અમુક જાતના પ્રતિબન્ધમાં રહેવું પડે છે. એટલે કે–બોલી બોલનારો શુધ્ધ બોલતો હોય કે અશુધ્ધ બોલતો હોય પણ તેને આદેશ આપવોજ પડે અને યોગ્યાયોગ્યની પરિક્ષા પણ ન કરી શકાય. અને એથી બીજી મોટી નુકશાની એકે પ્રતિક્રમણાદિ ક્રિયાઓમાં બોલાતાં સૂત્રો અસ્ખલિતાદિ ગુણોપેત બોલવાનો વિધિ નાશ પામે એટલે તે સુવિહિત આચરિત ન હોય એ બનવા સંભવ છે.

હવે આ સ્થળે એ પણ એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે—એ શાસ્ત્રવિશારદસૂરિજીએ 'બોલી બોલવી, એ સુવિહિત આચરિત નથી' આ સિદ્ધાન્ત શ્રીમદ્‌વિજયહીરસૂરિશ્વરજી મહારાજના કયા અક્ષરોમાંથી ખેંચી કાઢયો હશે ? તે કોઈ પણ રીતિએ સમજી શકાતું નથી કારણ કે આપણે હીરસૂરિજી મહારાજે આપેલા ઉત્તરના અક્ષરે અક્ષરે ધ્યાન પૂર્વક જોયા તેની ઉપર પૂરતી વિચારણા ચલાવી પણ એમાંથી "બોલી બોલવી, એ સુવિહિત આચરિત નથી." આ હકીકત તો કોઇ પણ રીતિએ કોઈ પણ શબ્દમાંથી નીકળી શકતી નથી આ સંબન્ધમાં જો તે શાસ્ત્રવિશારદસૂરિજી રીતસરનો ખુલાસો કરશે તો આપણી ઉપર અને સાથે આખી સમાજ ઉપર પણ અપૂર્વ ઉપકાર થશે.

શાસ્ત્ર વિશારદસૂરિજીએ એજ ઉત્તરમાંથી પોતાના પક્ષની સિદ્ધિ ખાતર બીજો પણ એક સિદ્ધાન્ત ખેંચી કાઢયો છે તે આ છે જુઓ—

"તે પૈકીની કેટલીક બોલીઓનું દ્રવ્ય, જિનભવનાદિના નિર્વાહના પ્રાયઃ બીજાં સાધનો નહિ હોવાથી દેવદ્રવ્ય આદિમાં લઇ જવાનું ઠરાવ્યું છે."

આ સિદ્ધાન્ત એ ઉત્તરમાંથી કોઇ પણ રીતિએ નીકળી શકતો જ નથી. છતાં પણ તેમ કરવામાં તેમણે યોજેલી પોતાની અપૂર્વ શક્તિનો સમાજને પણ પરિચય કરાવશે એવી આશા છે.

હવે આપણને આ સ્થળે આ વિચાર સ્વાભાવિક રીતિએ ઉપસ્થિત થાય છે કે—શ્રીમાન્ હીરસૂરીશ્વરજી મહારાજના સમયમાં કંઇ જૈન સમાજ ઓછી ધનાઢય ન હતી–ધનાઢય હતી એટલું જ નહિ પરન્તુ તેની સાથે ધર્મ પ્રેમી પણ હતી અને તેઓશ્રી ધારે તો દેરાસરોના નિર્વાહ પૂરતી રકમ તો જરૂર ઉભી કરી શકે તેમ હતા છતાં પણ તેઓશ્રીએ "માત્ર કેટલેક સ્થળે દેરાસરોનો નિર્વાહ થવાનો અસંભવ છે." આ હેતુને આગળ કરીને શા માટે સુવિહિતોએ નહિ આચરેલી એવી પ્રતિક્રમણાદિ બોલીઓને કાયમ રાખી હશે? પરન્તુ મહા પુરૂષે કરેલા કાર્યોમાં તેઓએ આમ કેમ કર્યું અને તેમ કેમ કર્યું એવા નકામા વિચારો કરવા કરતાં એમજ કહી દઇશું કે તેઓશ્રીએ જે

કંઇ કર્યું છે તે સારૂંજ કર્યું છે. સાથે એ પણ જણાવીશું કે–તેઓશ્રીએ તેમ કરવામાં ઘણીજ દીર્ઘદર્શિતા વાપરી છે પરન્તુ પ્રામાણિક મહા પુરૂષોના કથનથી વિમુખ થયેલા અને પોતાની માન્યતાને જ સર્વજ્ઞની માન્યતા માનવાવાળાઓના અંતઃકરણમા તે દીર્ઘદર્શિતાનો ખ્યાલ આવવાની સંભાવના કરવી એ વ્યર્થ છે.

પ્રિય વાચકો ! હવે આપણે આટલું તો ચોક્કસ જ કહી શકીશું કે ઉપરોક્ત પ્રશ્નોત્તરને લઇનેજ શાસ્ત્રવિશારદસૂરિજીએ કરેલો–

"ત્યારે હવે આપણે એ વાત ઉપર આવીએ કે–જે બોલીનું દ્રવ્ય અત્યાર સુધી દેવદ્રવ્યમાં લઇ જવામાં આવે છે તે બોલીનું દ્રવ્ય હવે પછી સાધારણ ખાતામાં લઈ જવાનો સંઘ ઠરાવ કરી શકે કે નહિ ?"

આ પ્રશ્ન તદન અસ્થાનેજ છે કારણ કે આ પ્રશ્નની સાથે તે પ્રશ્નોત્તરને સંબન્ધ જ શો ? કોઈપણ જાતના સંબન્ધ વગરની વાત લખી મારવી એ એક 'શાસ્ત્રવિશારદ' નામની ઉપધિધારકને તો નજ શોભે.

સારી સમાજ જાણે છે કે—

તમે "જે બોલીનું દ્રવ્ય દેવદ્રવ્યમાં લઇ જવામાં આવે છે, તેનું દ્રવ્ય હવે પછી સાધારણ ખાતામાં લઇ જવાની સંઘ કલ્પના કરે તો તે પ્રમાણે સંઘ ખુશીની સાથે કરી શકે છે. એ મારૂં ચોક્કસ માનવું છે"

આ પ્રમાણે કહી ચુકયા છો અને કહ્યા જ કરો છો પરન્તુ એ આધાર વિનાનું તમારૂં મન્તવ્ય શ્રી

સંઘને શું કામ લાગે ? કારણ કે શ્રી સંઘ તો કંઈ તમાઃ
યા મારી અને કોઈની પણ શાસ્ત્રનિરપેક્ષ માન્યતાને માનેઃ
શાનો ? અરે ધારે તો સાંભળે પણ નહિ.

શાસ્ત્રવિશારદસૂરિજી કહે છે કે—"પૂર્વે પણ દે
દ્રવ્યની આવકોનાં સાધનોમાં ફેરફારો થતાજ રહ્યા છે
તે ફેરફારોને દર્શાવવા પૂર્વેજ તેઓએ શ્રાદ્ધવિધિના—

"जिनधनस्य–देवद्रव्यस्य वृद्धिर्मालोद्‌घट्टनेन्द्रमाला
परिधानपरिधापनिकाधौतिकादिमोचन द्रव्योत्सर्पणपूर्वः
रात्रिकविधानादिना" આ પાઠનો અર્થ.

"અર્થાત્ —શ્રાવકે દરવર્ષે દેવદ્રવ્યની વૃદ્ધિ માટે અ
કામો કરવાં–માળ પહેરવી, ઇન્દ્રમાળાદિ પહેરવી, પહેરા
મણી મૂકવી, અને ધોતીયાં વિગેરે મૂકવાં તથા દ્રવ્ય નાખવ
પૂર્વક આરતી ઉતારવી" આ પ્રમાણે કરી તેઓ (શ્ર
ધર્મવિજયજી) લખે છે કે—

"કોઇ પણ વાચક જોઇ શકશે કે–ઉપર્યુક્ત પાઠની અંદ
ચઢાવાનું કે બોલીનું નામ નથી તેમજ તે કૃત્યો પણ એવાં છે કે
જેમાં બોલીની જરૂર પણ નથી જોવાતી, છતાં પણ કોઇ કોઇ મહાનુ
ભાવ ઉપર્યુક્ત પાઠને આગળ કરી તેના અર્થમાં 'ચઢાવો' 'બોલી
વિગેરે શબ્દનો વધારો કરી પોતાના પક્ષને સાચો ઠરાવવા પ્રયત્ન
કરે છે; પરન્તુ ધ્યાનમાં રાખવું જોઇએ કે- બોલીની સાથે ઉપર્યુક્ત
પાઠને કંઈ સંબન્ધજ નથી. કારણ કે ઉપરના પાઠમાં જે કૃત્યે
બતાવવામાં આવ્યાં છે તે વાર્ષિક કૃત્યો છે. નહિં કે દૈનિક કૃત્યે

શ્રાદ્ધવિધિના જે પાંચમાં પ્રકાશનો પાઠ છે તે પ્રકાશની શરૂઆતમાંજ લખવામાં આવ્યું છે કે-

**उक्तं चातुर्मासिकं कृत्यम् । अथ वर्षकृत्यमुत्तरार्द्धेनोत्तर गाथया चैकादशद्वारैराह "**

અર્થાત્—ચાતુર્માસિક કૃત્ય કહ્યું હવે ગાથાના ઉત્તરાર્ધથી અને પછીની ગાથાથી ( દોઢ ગાથાથી ) અગિયાર દ્વારવડે કરીને વાર્ષિક કૃત્ય કહેવામાં આવે છે વળી ઉપર્યુક્ત પાઠમાં બોલીનું કે ચઢાવવાનું નામ પણ નથી એટલે બન્ને રીતે આ પાઠ બોલીના પ્રસંગમાં ઉપયોગી નથી."

પ્રિય વાંચકો ! પ્રથમ તો આપણને એજ વિચાર થાય છે કે- શ્રીમાન્ ધર્મવિજયજીએ શ્રાદ્ધવિધિના પાઠનો અર્થ કરતાં 'ઉત્સર્પણ પૂર્વક' આ શબ્દનો 'નાખવા પૂર્વક' આ અર્થ શા આધારે કર્યો ? કારણ કે તેવો અર્થ નથી દેખાતો સ્વશાસ્ત્રમાં કે નથી દેખાતો પરશાસ્ત્રમાં ચાલો ત્યારે પ્રથમ આપણે એજ જોઈ લઇએ કે-કોષકારો, આપણા શાસ્ત્રકારો અને કાવ્યના ટીકાકારો '**उत्सर्पण**' શબ્દનો શો અર્થ કરે છે—

**उत्सर्पण—उत्—सृप्—ल्युट्, उत्सृज्य पुरतो गतौ, उल्लंघने च,**

**( शब्दस्तोममहानिधि, पा. ७४ )**

**उत्सर्पण—उत्—सृप्—ल्युट्,** છોડીને આગળ વધવું, ઉલ્લંઘન,

**( शब्दचिन्तामणि, पा. १०४ )**

उत्सर्पण–उत्–सृप्–ल्युट्, छोडकर आगे जाना, लांघना
( हिम्दी-पद्मचन्द्रकोष, पा. ७२ )

उत्सर्पण–उत्–सृप्–ल्युट्–१ उत्सृज्य पुरतो गतौ, २ उल्लंघने च

( વાચસ્પતિ બૃહદભિધાન કોશ પૃ૦ ૧૧૩૦ )

**उत्सर्पः,–र्पणं** 1 Going or gliping, upwards.
2 Swelling, hesving, undulating.
૧ ઉપર જવું અગર ચઢવું.
૨ હીંચકાખાતું, ચઢવું,

( આપ્તેકૃત સંસ્કૃત ઇંગ્રેજી કોષ પા. ૩૦૦ )

અભિધાન ચિન્તામણિ નામક કોશની ટીકામાં કલિકાલ સર્વજ્ઞ શ્રીમાન્ હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજ પણ કાળવાચક ' उत्सर्पिणी ' શબ્દની વ્યાખ્યા કરતાં નીચે પ્રમાણે લખે છે—

"उत्सर्पो भावानामेव रोहत्प्रकर्षता सोऽस्यामस्ति उत्सर्पिणी"

અર્થાત્—ભાવો–પદાર્થોની ક્રમેક્રમે જે ચઢતી તે ઉત્સર્પ, અને ઉત્સર્પ જેમાં હોય તે ઉત્સર્પિણી,

પ્રિય મહાનુભાવો ! બીજાં પ્રમાણોનો ઉલ્લેખ કરવા પૂર્વે આ સ્થળે એટલું જણાવવાની જરૂર છે કે–નિર્ણયકર્તા પૈકી શ્રી આણંદવિજયજીગણીએ આપેલા અભિધાન ચિન્તામણિ કોષના ઉપરોકત પ્રમાણને ઉડાડવાની ખાતર શ્રી મંગળવિજયજીએ " કાળના અર્થમાં વપરાતા

'ઉત્સર્પિણી ' શબ્દનો અર્થ સાગરજી મહારાજ શું એવો કરે છે ખરા કે-રૂપ, રસ વિગેરે ગુણોની બોલી બોલનાર, કે તેનો ચઢાવો કરનાર !....' ઉત્સર્પણ ' શબ્દનો અર્થ બોલી બોલવાનો જો લેશો, તો કાળવાચક ' ઉત્સર્પિણી ' શબ્દમાં પણ તેવો અર્થ લેવો પડશે એટલે કે 'ઉત્સર્પિણી' કાળ કેવો છે ? તો રૂપ, રસાદિ ગુણોની બોલી બોલનાર છે, તેનો ચઢાવો કરનાર છે. શું આવો અર્થ સાગરજી મહારાજ મંજુર કરશે કે ? " આ પ્રમાણેનું લખાણ કરી પોતાની અવર્ણનીય વિદ્વત્તાનો સમાજને ઘણોજ સારો પરિચય કરાવ્યો છે પરન્તુ હું તો કહીશજ કે-તેવા પ્રકારની વિદ્વત્તા તેમને અને તેમના ગુરૂશ્રીનેજ મુબારક રહો.

જ્યોતિષ્કરંડકપયન્નાની ટીકામાં આચાર્યશ્રી મલયગીરિજી મહારાજ પણ કાળવાચક ' ઉત્સર્પિણી ' શબ્દની વ્યાખ્યા નીચે પ્રમાણે કરે છે—

" **उत्सर्पन्ति क्रमेण परिवर्द्धन्ते शुभा भावा यस्यामित्युत्सर्पिणी** "

અર્થાત્—ઉત્સર્પન્તિ નામ ક્રમે કરીને વધે છે શુભ ભાવો શુભ પદાર્થો જેમાં તે ઉત્સર્પિણી.

જંબૂદ્વીપપન્નતિમાં શ્રીમાન્ શાંતિચંદ્ર વાચક પણ નીચે પ્રમાણે લખે છે—

'**उत्सर्पति–वर्द्धतेऽरकापेक्षया वर्धयति वा क्रमेणायुरादिन भावान् इति उत्सर्पिणी** '

પા. ૮૯

અર્થાત્—ઉત્સર્પતિ નામ વધે છે અથવા આરાની અપેક્ષાએ વધારે છે ક્રમસર આયુષ્યાદિ શુભ ભાવોને જે તેનું નામ ઉત્સર્પિણી.

'પયોધરોત્સર્પિષુ શીર્યમાણઃ, સંલક્ષ્યતે ન ચ્છિદુરોઽપિ હારઃ॥

( કિરાત સર્ગ ૧૬ )

ટીકાકાર મલ્લીનાથ સૂરીશ્વરજી મહારાજ ઉપરોક્ત શ્લોકની વ્યાખ્યા કરતાં નીચે પ્રમાણેનો ઉલ્લેખ કરે છે—

'उत्सर्पन्ति–स्तनेषु उत्सर्पन्ति–उत्पतन्ति ये तेषु शीकरेषु'

અર્થાત્—સ્તનોમાં 'ઉત્સર્પન્તિ' એટલે ઉછલતા છે જલના બિન્દુઓ જેમાં તે

ततः शरच्चन्द्रकराभिरामै–रुत्सर्पिभिः प्रांशुमिवांशुजालैः॥

( કિરાત સર્ગ ૩ )

ઉપરોક્ત શ્લોકના ચોથા પાદમાં 'उत्सर्पिभिः' આ શબ્દ વપરાયો છે તેનો અર્થ ટીકાકાર 'उर्ध्वं प्रसारिभिः' એટલે ઉંચે પસરતા–ફેલાતા એવા કિરણો વડે કરીને. આ પ્રમાણે કરે છે.

'उत्सर्पितोर्मिचयलंघिततीरदेश–मौत्सुक्यनुन्नमिव वारिपुरः प्रतस्थे ॥

( કિરાત સર્ગ ૯ )

ઉપરોક્ત શ્લોકમાં પણ 'उत्सर्पित' શબ્દ વાપરવામાં આવ્યો છે તેનો અર્થ ટીકાકાર નીચે પ્રમાણે કરેછે—

'उत्सर्पितैः–उपरिभागं प्रापितैः उर्मिचयैः'

અર્થાત્—ઉપરિભાવને પમાડાયેલા એટલે કે ઉંચે ચઢેલા એવા કલ્લોલાના સમૂહે કરીને.

**' जत्थ नाणदंसणचरित्ताइं उस्सप्पंति '**

( બૃહત્કલ્પ )

**' यत्र ज्ञानदर्शनचारित्राणि उत्सर्पन्ति–वृद्धिमासादयन्ति तत्र विहर्त्तव्यमिति '**

(બૃહત્કલ્પ ભાષ્ય ટીકા. )

અર્થાત્—જ્યાં જ્ઞાન દર્શન અને ચારિત્રના ગુણો અધિક વૃધ્ધિ પામે ત્યાં મુનિઓએ વિહાર કરવો યોગ્ય છે.

ઉપર બતાવેલા કોષો, શાસ્ત્રો અને કાવ્યની ટીકાનાં પ્રમાણોથી ' ઉત્સર્પણ' શબ્દના અર્થો અગ્રગમન, ઉર્ધ્વગમન, ઉલ્લંઘન, ચઢાવો, વૃધ્ધિ, ઉચ્છલન, ઉર્ધ્વપ્રસાર અને ઉપર ઉપર વધવું વિગેરે વિગેરે થાય છે પરન્તુ શ્રીમાન્ ધર્મવિજયજી તરફથી કરાતા ' નાખવું ' ' મૂકવુ ' એવા અર્થ તો કોઈ પણ રીતિએ થઇ શકતાજ નથી.

હુ ધારૂં છુ કે-શ્રીમાન્ ધર્મવિજયજી જ્યારે આટલાં આટલાં પ્રમાણોની અવગણના કરીને પણ ' ઉત્સર્પણ ' શબ્દનો ' નાખવું ' ' મૂકવું ' આવોજ અર્થ કરે છે. એટલે તેમનું મન્તવ્ય એજ છે કે ' ઉત્સર્પણ ' શબ્દનો ' નાંખવું ' ' મૂકવું ' આવોજ અર્થ થઈ શકે તો પછી નીચે બતાવવામાં આવતા પાઠોમાં આવેલ ' ઉત્–સૃપ ' આ સોપસર્ગ ધાતુના પ્રયોગનો અર્થ સર્વત્ર નાખવું અને

મૂકવુંજ કરશે તો પછી શાસ્ત્રકાર મહાત્માઓનો આશય ક્યાં જઈને સ્થિતિ કરશે? એ ઘણુંજ વિચારવા જેવું છે.

જૂઓ 'નાખવુ' 'મૂકવુ' આવો અર્થ કરવાથી પાઠોની કેવી દુર્દશા થાય છે—

" जिनद्रव्ये हि रक्षिते सति तद्विनियोगेन चैत्यकार्येषु प्रसभमुत्सर्पत्सु सत्सु भविनो भव्याः समुद्भूतोदग्रहर्षा निर्वाणावन्ध्यकारणबोधिबीजादिगुणभाजो भवन्ति "

( ઉપદેશપદ ટીકા. )

સાચો અર્થ.

દેવદ્રવ્યનું રક્ષણ કરવામાં આવ્યું હોય તો તે દ્રવ્ય વડે કરીને મંદિરનાં સર્વ કાર્યો **ઉન્નતિમાં આવવાથી વૃદ્ધિ** પામવાથી ઉત્પન્ન થયો છે અત્યંત હર્ષ જેઓને એવા ભવ્ય પ્રાણીઓ મોક્ષના અસાધારણ કારણભૂત એવા જે બોધિ બીજાદિ ગુણો તેને ભજવાવાળા—પ્રાપ્ત કરનારા થાય છે.

શ્રીમાનને કરવો પડતો અર્થ—

દેવદ્રવ્યનું રક્ષણ કરવામાં આવ્યું હોય તો તે દ્રવ્યવડે કરીને મંદિરનાં સર્વ કાર્યો **નંખાવાથી યા મૂકાવાથી** ઉત્પન્ન થયો છે હર્ષ જેઓને એવા ભવ્ય પ્રાણીઓ મોક્ષના અસાધારણ—કારણભૂત એવા જે બોધિ બિજાદિ ગુણો તેને ભજવાવાળા—પ્રાપ્ત કરનારા થાયછે.

उत्सर्पद्व्यवहारनिश्चयकथाकल्लोलकोलाहल
त्रस्यदुर्नयवादिकच्छपकुलं भ्रश्यत्कुपक्षाचलम् ।
उद्यद्युक्तिनदीप्रवेशसुभगं स्याद्वादमर्यादया,
युक्तं श्रीजिनशासनं जलनीधिं मुक्त्वा परं नाश्रये ॥१९७॥

( અધ્યાત્મસાર. )

સાચો અર્થ.

**ઉચ્છલતા** એવા જે વ્યવહાર અને નિશ્ચય નય તે બેની કથા અથવા **પ્રસારને પામતી—ક્રમશઃ વૃદ્ધિ પામતી** એવી વ્યવહાર અને નિશ્ચય નય તે બેની કથા તે રૂપી જે કલ્લોલો તેના કોલાહલે કરીને દુર્નયવાદી રૂપી કાચબાનું કુલ જેને વિષે ત્રાસ પામે છે વળી જેમાં કુપક્ષરૂપી પર્વતો ત્રુટી ગયા છે વળી જે અવિરૂધ્ધ યુક્તિઓ રૂપી નદિઓના પ્રવેશથી મનોહર છે એવા શ્રી જિનશાસનરૂપી સમુદ્રને મૂકીને હું બીજાનો આશ્રય નહિ કરૂં

શ્રીમાનને કરવો પડતો અર્થ.

**નંખાતા—મૂકાતા** એવા જે વ્યવહાર અને નિશ્ચય નય તે બેની કથા અથવા **નંખાતી—મૂકાતી** એવી વ્યવહાર અને નિશ્ચય નય તે બેની કથા તે રૂપી જે કલ્લોલો તેના કોલાહલે કરીને દુર્નયવાદીરૂપી કાચબાનું કુલ જેને વિષે ત્રાસ પામે છે વળી જેમાં કુપક્ષોરૂપી પર્વતો ત્રુટી ગયા છે વળી જે અવિરૂધ્ધ યુક્તિઓરૂપી નદીઓના પ્રવેશથી મનોહર છે એવા શ્રી જિનશાસનરૂપી સમુદ્રને મૂકીને હું બીજાનો આશ્રય નહિ કરૂં.

विचार्य सुचिरं चित्ते, जानन्तः सिद्धिमायतौ। शासनो-
र्पणां कर्तु तेऽगमन्नृपपर्षदम् ॥ १३ ॥

( કુમારપાલ મહાકાવ્ય. )

| સાચો અર્થ. | શ્રીમાન્‌ને કરવો પડતો અર્થ. |
|---|---|
| લાંબા કાળ સુધી મનમાં વિચાર કરીને આગામિકાળમાં સિદ્ધિ થશે તેમ જાણનારા (શ્રીમાન્ હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજ) **શાસનની ઉન્નતિ કરવા માટે** રાજસભામાં ગયા. | લાંબા કાળ સુધી મનમાં વિચાર કરીને આગામિકાલમાં સિદ્ધિ થશે તેમ જાણનારા (શ્રીમાન્ હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજ) શાસનનું **મૂકવું-નાંખવું કરવા માટે--એટલે શાસનને નાંખવા--મૂકવા** રાજસભામાં ગયા. |

" उत्सर्पिणी खलु महतां प्रार्थना "

( શાકુન્તલ નાટક પા. ૪૩ અંક ૭ )

| સાચો અર્થ. | શ્રીમાન્‌સૂરીજીને કરવો પડતો અર્થ |
|---|---|
| નિશ્ચય કરીને મોટાઓને કરેલી પ્રાર્થના **વૃદ્ધિ પામનારી** હોય છે. | નિશ્ચય કરીને મોટાઓને કરેલી પ્રાર્થના '**નંખાતી**' અને '**મૂકાતી**' હોય છે. |

ઉપર બતાવેલ પ્રમાણોથી વિરૂદ્ધ થઇને તેમજ ઉપ-
રોક્ત આપત્તિ આવવા છતાં પણ 'નાંખવું' 'મૂકવું'

આવા પ્રમાણ શુન્ય અર્થને પકડી રાખવો અને નિર્ણય કર્તાઓ તરફથી થયેલા પ્રામાણિક અર્થને ઉડાડી દેવાની ખાતર "કોઇ પણ વાચક જોઈ શકશે કે ઉપર્યુક્ત પાઠની અંદર બોલીનું નામ માત્ર પણ નથી." આ પ્રમાણે લખી બોલીના મુલ 'ચઢાવા' અર્થને છોડી દઈ કલ્પિતજ અર્થને પકડવો ને તે આવા સંસ્કૃત વાકયોમાં નથી એમ કહેવું તે એક 'શાસ્ત્રવિશારદ' તરીકે ઓળખાતા સૂરિને શોભતું નથી.

મહાશયજી ? પોતાની પત્રિકામાં માળાના ચઢાવાને સ્વીકારવા છતાં પણ ! "તેમજ તે કૃત્યો (માળા પહેરવી અને આરતી ઉતારવી વિગેરે) પણ એવાં છે કે–જેમાં બોલીની જરૂર પણ નથી જોવાતી." આ પ્રમાણે તમે શા આધારે લખો છો ? શું ઇંદ્રમાળા વિગેરેની બોલી બોલનારા મહારાજા કુમારપાલ, મંત્રીવર પેથડશાહ વિગેરે વિગેરે તથા તેમને તેમ કરતાં નહિ અટકાવનારા બલ્કે અનુમતિ આપનારા કલિકાલ સર્વજ્ઞ શ્રીમદ્ હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજ અને શ્રીમાન્ ધર્મઘોષસૂરિશ્વરજી મહારાજા આદિ મહા પુરૂષો શું શાસ્ત્રોથી અનભિજ્ઞ હતા ? અને–

"કોઇ કોઇ મહાનુભાવ ઊપર્યુક્ત (શ્રાદ્ધવિધિના) પાઠને આગળ કરી તેના અર્થમાં 'ચઢાવો' 'બોલી' વિગેરે શબ્દનો વધારો કરી પોતાના પક્ષને સાચો ઠરાવવા પ્રયત્ન કરે છે."

આ હકીકત પણ તમે શું વિચાર કરીને લખી છે? ું આપને પણ એ ખબર નથી કે જરૂરી શબ્દોનો શાસ્ત્રોમાં મધ્યાહાર થઈ શકે છે? એટલું જ નહિ પણ રવો પડે છે?

સૂરિજી! તમે પોતે 'ઉત્સર્પણ' શબ્દના 'નાખવું' મૂકવું' આ કલ્પિત અર્થને સત્ય ઠરાવવાની ખાતર ાર્ણય કર્તાઓ તરફથી શબ્દસ્તોમ મહાનિધિ વિગેરે કોષો, 'બૂદ્રીપ પન્નતિ વિગેરે શાસ્ત્રો અને કથા સાહિત્યના આધારે મજ પ્રાચીન ટબાકારે કરેલા—

'द्रव्योत्सरपणपूर्वकारात्रिकविधानादिना'

"देवको द्रव्यवधारीने–पहेलांथी बोलीने आरति ारवानुं करवापणें करीने

(શ્રાદ્ધ વિધિ ટબો, પાનું. ૪૪૨)

આ અર્થને લક્ષમાં રાખીને અને શ્રાદ્ધવિધિના કર્તા માન્ રત્નશેખરસૂરીશ્વરજી મહારાજે 'जिनधनवृद्धि' ર્થાત્ દેવદ્રવ્યની વૃદ્ધિ નામના પાંચમાં દ્વારનું વિવેચન તાં મહારાજા કુમારપાલનું દૃષ્ટાન્ત ટાંકીને કરેલી 'આ ળે 'ઉત્સર્પણ' શબ્દનો અર્થ 'ઉછામણી' 'બોલી' ને 'ચઢાવો' જ કરવો.' આ સુચનાને અનુસારેજ થયેલા છામણી' 'બોલી' અને 'ચઢાવો' આ અર્થોને અસત્ય વવાની હિમત તમે શા આધારે કરી શકો છો? શું

ઉપર આપેલાં પ્રમાણે પૈકી આપ એક પણ પ્રમાણનો અ-સ્વીકાર કરી શકો છો ?

શ્રીમાને " પરન્તુ ધ્યાનમાં રાખવું જોઇએ કે–બોલીની સાથે ઉપર્યુંકત પાઠને કંઈ સંબંધજ નથી " આ લખાણની સિદ્ધિ માટે " કારણ કે ઉપરના પાઠમાં જે કૃત્યો બતાવવામાં આવ્યાં છે તે વાર્ષિક કૃત્યો છે. નહિ કે દૈનિક કૃત્યો. " આ પ્રમાણ તો ખૂબ આપ્યું ? દૈનિક કૃત્યોમાંજ બોલી બોલી શકાય અને વાર્ષિક કૃત્યોમાં બોલી ન બોલાય એવું તમે કયા શાસ્ત્રમાં વાચ્યું છે ? યદિ માનો કે એ સર્વ વાર્ષિક કૃત્યો જ છે અને તે વર્ષમાં એકજ વખત થાય તો પણ તેમાં કહેલી 'બોલી' શાસ્ત્રીય નથી એમ તમે કયા પ્રમાણથી જણાવી શકો છો ? અને શું જે કૃત્યોની ગણત્રી વાર્ષિક કૃત્યોમાં કરી છે તે કૃત્યો અહર્નિશ ન કરી શકાય ? અને ન કરી શકાય તો પછી વાર્ષિક કૃત્યોમાં ગણાવેલાં 'સાધુને વસ્ત્ર કમ્બલાદિ તેમજ પુસ્તક વિગેરે આપવું, યાચકને દાન દેવું, શ્રાવક વિગેરેને સોપારી વિગેરે આપવી. સાધર્મિવાત્સલ્ય કરવું, સાધર્મિ બન્ધુ વિગેરેને વાચના, પૃચ્છનાદિ કુશલ અનુષ્ઠાનોમાં પ્રવર્તાવવા, સ્નાત્ર મહોત્સવ કરવો, આંગી વિગેરેની રચના કરી મહાપૂજા કરવી અને તીર્થયાત્રા, સંઘપૂજા વિગેરે કરવું." આ કાર્યો એક વર્ષમાં શું શકિત સદ્ભાવે પણ એકથી વધારે વખત નજ

થઇ શકે ? અને જેઓએ ઉપરના કાર્યો વર્ષમાં એકથી બે ચાર કર્યાં છે, આજ કાલ જેઓ કરે છે અને હવે પછીથી પણ જેઓ કરશે તે બધાએ શું ભૂલને પાત્ર છે ? આ પ્રશ્નોના ખુલાસા ખાસ કરીને બહાર પાડવા જેવા છે. સૂરિજીને તેમ કરવામાં ઘણોજ મોટો લાભ થવાની સંભાવના છે તેથી તેઓ જરૂર બહાર પાડશે એવી આશા છે.

સૂરિજી ? તમોએ દર્શાવેલા પાઠો તો તમારી માન્યતાનું મૂળથી ઉન્મૂલન કરી નાખે છે—જૂઓ જરાક વિચારો—

" स्वगृहदीपश्च देवदर्शनार्थमेव देवाग्रे आनीतोऽपि वसत्को न स्यात्। पूजार्थमेव देवाग्रे मोचने तु देवसत्क एव"

( ધર્મ સંગ્રહ પૃ. ૧૬૭ )

અર્થાત—પોતાના ઘરનો દીવો દેવદર્શનને માટે જ દેવની આગળ લાવવામાં આવ્યો હોય તો પણ દેવ સંબન્ધી અર્થાત દેવદ્રવ્ય તરીકે થતો નથી, પૂજાને માટે જ દેવની આગળ મૂકવામાં આવે તો દેવ સંબંધીજ ગણાય.

" स्वगृहार्थकृतदीपस्य देवदर्शनार्थमेव देवाग्रे आनयनेऽपि देवसत्कत्वं न स्यात्, पूजार्थमेव देवाग्रे मोचने तु देवसत्कत्वं "

( શ્રાદ્ધવિધિ, પૃ. ૭૯. )

અર્થાત્—પોતાના ઘરને માટે કરેલો દીવો દેવદર્શન માટેજ જો દેવની આગળ લાવવામાં આવે તો પણ તે દેવ દ્રવ્ય તરીકે થતો નથી પૂજાને માટેજ દેવ આગળ મૂકવાથી દેવદ્રવ્ય તરીકે ગણાય છે.

**" स्वसत्कं तु साबाणजवनिकादि कियद्दिनानि देवगृहादौ विलोक्यमानत्वेन व्यापारणाय मुक्तमपि देवादिसत्कं न स्यात्, अभिप्रायस्यैव प्रमाणीकरणात् । अन्यथा स्वभाजनस्थनैवेद्यढौकने भाजनानामपि देवसत्कीभवनप्रसङ्ग. ॥ "**

( શ્રાદ્ધવિધિ, પૃ. ૭૯ )

અર્થાત્—પોતાનો તંબુ ( સામિયાનો ) અને કનાત (પડદા) વિગેરે કેટલાક દિવસો સુધી વાપરવા માટે ( દેરાસરમાં ) મૂકયા હોય, પરન્તુ તે દેવદ્રવ્ય તરીકે થતા નથી કારણ કે—અભિપ્રાયનુંજ પ્રામાણ્ય ગણવામાં આવેલ છે. ( અર્થાત્—દેવસંબંધી કરી દેવાનો ત્યાં તેનો અભિપ્રાયજ નથી. ) જો તેમ ન હોય તો પોતાના જે વાસણમાં નૈવેદ્ય ભગવાનની આગળ ચઢાવવામાં આવે છે, તે વાસણ પણ દેવદ્રવ્યનુંજ થઈ જવાનો પ્રસંગ આવી જાય પણ તેમ થતું નથી. કારણ કે અહિં નૈવેદ્યજ ચઢાવવાનો અભિપ્રાય છે. વાસણ ચઢાવવાનો નથી."

આ ત્રણે પાઠો ઉપરથી એજ સિદ્ધ થાય છે કે—જે

વસ્તુને પ્રભુ પૂજા નિમિત્તે મૂકવામાં આવે યા કહેવામાં આવે તે તો દેવદ્રવ્યજ થાય અને તે દ્રવ્ય બીજા ખાતામાં ઉપયોગી નજ થાય તો પછી પ્રભુ ભક્તિ નિમિત્તે બોલાતી બોલીઓનું દ્રવ્ય સાધારણ ખાતામાં કઇ યુકિતથી લઇ જઇ શકાય? શું પૂજા વિગેરે પ્રસંગે બોલાતી બોલી એ પ્રભુ ભકિત નિમિત્તક નથી? એમ આપ સાબીત કરી શકો તેમ છો? મારા માનવા પ્રમાણે તો જ્યારે તમે એ વાત સિદ્ધ ન કરી શકયા ત્યારેજ તમારે–

"બોલીઓ કલેશ નિવારવા માટેજ આચાર્યોએ અને સંઘોએ કલ્પી કાઢેલી છે."

આ કુકલ્પના કરવી પડી છે. પણ તમારી તે કલ્પના કામ શું આવે? કારણ કે કલ્પના પણ શાસ્ત્રને અનુસરતીજ માન્ય થઈ શકે છે. અરે જો આ પ્રમાણે તે (પ્રભુ ભકિત નિમિત્તે ઉત્પન્ન થયેલી અને થતી) આવકને 'દેવદ્રવ્ય' થી અન્ય ખાતામાં લઇ જવામાં કોઈપણ જાતનો હરકત ન હોવા છતાં પણ તમારી કુકલ્પનાને માન્ય કરવામાં આવે એટલે પ્રભુ–ભકિત નિમિત્તે ઉત્પન્ન થતી આવકને સાધારણ ખાતામાં લઇ જવાની કલ્પના કરવામાં આવે અને તેમ કરવામાં કોઇપણ જાતનો વાંધો માનવામાં ન આવે તો-પ્રભુ આગળ ધરાવવામાં આવતી નૈવેદ્ય આદિ વસ્તુઓને માટે પણ શ્રીયુત માણેકસાગરજીના કથન પ્રમાણે અમુક વસ્તુ

મારાં છોકરાં માટે અને અમુક વસ્તુ સાધુઓને માટે કલ્પીને તેનો તે પ્રમાણે ઉપયોગ કરવા તૈયાર થનારને નહિજ રોકી શકાય અરે! એટલું નહિ પણ કોઈ માણસ રત્નની, સોનાની, ચાંદીની યા રૂપાની મૂર્તિ ભરાવતાં પહેલાં એવીજ કલ્પના કરે કે–જ્યારે મારે જરૂર પડશે ત્યારે આ મૂર્તિઓને પાછી મારા ઉપયોગમાં લઈશ તો તેમ કરતાં તેને પણ ના નહિ કહી શકાય કારણ કે–' **परिणामस्यैव प्रामाण्या।** અર્થાત્–' પરિણામનુંજ પ્રામાણ્ય ગણવામાં આવેલું છે.' આ વાક્ય તો અહિં પણ સારી રીતિએ લાગુ પડી શકે છે અને જો આ પ્રમાણે બનવા પામે તો પ્રભુની મહા-આશાતના થવાની સંભાવના છે અને તેના પ્રભાવે તેવી કલ્પના કરનાર, તેવી કલ્પના કરવાનો ઉપદેશ આપનાર અને તેવી કલ્પનાને અનુમતિ આપનાર સંસારમાં પરિભ્રમણ કરે એમાં નવાઈ જેવુંજ શું છે? માટે મહાશયજી? કલ્પના પણ સર્વઘાતક તો નજ થવી જોઇએ.

'પ્રભુભક્તિ અને જ્ઞાનભક્તિ નિમિત્તે બોલાતી બોલીઓનું તેમજ માળાઓ પહેરવા માટે બોલાતી બોલીઓનું દ્રવ્ય સાધારણ ખાતામાં ખુશીની સાથે લઇ જઇ શકાય અને તેમ કરવામાં કોઈપણ જાતનો શાસ્ત્રીય બાધ નથી' આવા પ્રકારની ઉદ્‌ઘોષણા કરનાર શ્રીધર્મવિજયજીઓ અને તેમના વાક્યને ઈશ્વર વાક્યવત્ માનનારા તેમના અનુયાયિઓએ દુરાગ્રહને દૂર મૂકીને નીચેના પાઠો–પ્રામાણિક

પુરૂષોનાં વચનો ઉપર ખાસ વિચાર કરી પ્રથમના વિચારોને જલાંજલી આપી તેનું પ્રાયશ્ચિત લઇ શુદ્ધ બની આજ્ઞા આરાધક બનવા તૈયાર થવાની જરૂર છે.

"तथा मालापरिधापनादौ देवसत्कं कृतं द्रव्यं सद्य एव देयं, अन्यथा पूर्वोक्त देवद्रव्योपभोगदोषप्रसङ्गात्"

(ધર્મસંગ્રહ પા. ૧૬૭)

અર્થાત્—માલા પહેરવી વિગેરે નિમિત્તોમાં દેવને આપવા કહેલું દ્રવ્ય જલ્દી આપવું જોઇએ, નહિ તો દેવ-દ્રવ્યના ઉપભોગથી પ્રથમ કહેલો અનંત સંસારરૂપ દોષ પ્રાપ્ત થાય.

"देवसत्कं वादित्रमपि गुरोः सङ्घस्यापि चाग्रे न वाद्यं, केचित्त्वाहुः—पुष्टावलम्बने बहुनिष्क्रयार्पणपूर्वं व्यापार्यते अपि यतो "मुल्लं विणा जिणाणं,उवगरणं चमरछत्तकलसाइ । जो वावारइ मूढो, निअकज्जे सो हवइ दुहिओ ॥१॥" स्वयं च व्यापारयता जातु भङ्गे उपकरणस्य स्वद्रव्येण नव्यसमारचनं ।"

( ધર્મસંગ્રહ પા. ૧૬૭ )

અર્થાત—દેવસંબંધી વાજીંત્ર પણ ગુરૂ તેમજ સંઘની આગળ પણ ન વગાડવું ' કોઈ કોઈ મહાત્માઓ કહે છે કે—પુષ્ટ આલંબન—ઘણોજ લાભ થતો હોય તો ઘણી કિંમત આપીને ઉપયોગમાં લઇ પણ શકાય. કહ્યું છે કે—' જે મૂઢ-પુરૂષ -જિનેશ્વરદેવનાં ચામર, છત્ર, કલશાદિ ઉપકરણો વિના

મૂલ્યે પોતાના કામમાં વાપરે તે દૂષિત 'દોષનો ભાગી થાય છે' પોતે વાપરતાં કદાચ ઉપકરણ ભાગી જાય તો પોતાના દ્રવ્યથી નવું બનાવી આપવું.

"एवं ज्ञानद्रव्यमपि देवद्रव्यवन्न कल्प्यते, ज्ञानसत्कं कागदपत्रादि साध्वाद्यर्पितं श्राद्धेन स्वकार्ये न व्यापार्यं, साध्वादिसत्कं मुखवास्त्रिकादेरपि व्यापारणं न युक्तं, गुरुद्रव्यत्वात्,

(ધર્મસંગ્રહ પા. ૧૬૭-૧૬૮)

અર્થાત્—એજ પ્રમાણે દેવદ્રવ્યની માફક જ્ઞાનદ્રવ્ય પણ ન કલ્પે જ્ઞાન સંબન્ધિ કાગળ પત્રાદિ સાધુ આદિને અર્પણ કરેલું શ્રાવકે પોતાના કાર્યમાં ન વાપરવું, સાધુ સંબન્ધી મુખવસ્ત્રિકા–મુહપત્તિ વિગેરે પણ પોતાને વાપરવું યોગ્ય નથી કારણ કે તે ગુરૂદ્રવ્ય છે.

"देवसत्कं च झल्लरीभेर्यादि गुर्वग्रे सङ्घस्यापि चाग्रे न वाद्यं। केचित्त्वाहुः, पुष्टालम्बने यदि देवझल्लर्यादि व्यापार्यते, तदा पूर्वं बहुनिष्क्रयो देवस्य मोच्यो"

(શ્રાદ્ધવિધિ પા. ૭૯)

અર્થાત્—દેવસંબન્ધી જાલર, ભેરી આદિ ગુરૂની આગળ પણ અને સંઘની આગળ પણ ન વગાડવું. કોઈ કોઈ મહાત્માઓએ કહે છે કે–યદિ ખાસ કારણને લઇને વાપરવું પડે તો પૂર્વે દેવની આગળ ઘણું દ્રવ્ય (તેના નકરા તરીકે) મૂકવું.

चैत्यशालाप्रणालाद्यागतजलाद्यपि च स्वकार्ये किमपि न व्यापार्यं देवद्रव्यवत्तदुपभोगस्यापि दुष्टत्वात् ।

( શ્રાદ્ધ વિધિ પા. ૯૮ )

ભાવાર્થ—જિનમંદિર અને પૌષધશાલા આદિના પ્રણાલપરથી આવેલું વરસાદનું જલ પણ સુશ્રાવકે પોતાના કાર્યમાં વાપરવું નહિ, કારણ કે દેવદ્રવ્યની માફક તેના થોડો પણ ઉપભોગ મહાદુષ્ટરૂપે પરિણમે છે. (આ હકીકત ભવ્યાત્માઓએ ખાસ વિચારવા જેવી છે.)

"मालासम्बन्धी स्वर्णरजतसूत्रादि सर्वं देवद्रव्यं वा ज्ञानद्रव्यं वा साधारणद्रव्यं वेति ? प्रश्नोऽत्रोत्तरं—तत् सर्वं देवद्रव्यमिति संप्रदायः ॥ ३२ ॥

( સેનપ્રશ્ન પા. ૨૨ )

માલા સંબન્ધી સોનું, રજત અને સૂત્ર આદિ સર્વ દેવદ્રવ્ય ગણવું ? જ્ઞાનદ્રવ્ય ગણવું ? કે સાધારણ દ્રવ્ય ગણવું ? ઇતિ પ્રશ્ન. તેનો ઉત્તર—તે સર્વ દેવદ્રવ્ય ગણવું. એવો સંપ્રદાય છે. ( સંપ્રદાય—ચાલતી રીતિ—પરમ્પરાને શ્રીવિજયસેનસૂરીશ્વરજી પણ માન્ય કરે છે તો પછી તેને ઉડાવવા તૈયાર થવું તેના જેવી અકાર્યતત્પરતા કઈ હોઇ શકે ? એ વાત સુજ્ઞ શાસન રસિકોએ ખાસ વિચારવા જેવી છે.)

ઉપરના પાઠો ઉપરથી એ વાત સિદ્ધ થઈ ચુકી છે

કે–દેવ સંબંધી વાજીંત્ર પણ ગુરૂ તેમજ સંઘના
કામમાં ન આવે અને કદાચ કોઇ ખાસ કારણને
કામમાં લે તો વધારે નકરો આપીને લે. અને તેમ
કદાચિત્ તે વસ્તુ ખંડિત થાય તો તેને પોતાના દ્રવ્ય
નવી બનાવીને દેરાસરમાં સ્થાપિત કરે. તેવીજ રીતે એ
દેવદ્રવ્યની માફક જ્ઞાનદ્રવ્ય અને ગુરૂદ્રવ્ય પણ પોત
કામમાં લઈ શકાય નહિ તેમજ માળાની ઉપજ તો હાર
પરંતુ માલાની ઉપર યોજેલું સુવર્ણ, રૂપું અને છેવટે
માળાનું સૂત્ર પણ દેવદ્રવ્યમાંજ જાય પણ બીજા ખાતા
જઈ શકેજ નહિ તો પછી પ્રભુ ભક્તિ નિમિત્તે અને મ
નિમિત્તે ચઢાવા દ્વારાએ થતી ઉપજને સાધારણ ખાત
લઇ જવાનો ઉપદેશ આપવો એ તે શાસ્ત્રીય કહેવાય
અશાસ્ત્રીય? એ વિચારવાનું કામ હું શ્રી સંઘનેજ સોંપી
સાથે શ્રી સંઘને એ પણ પ્રાર્થના કરીશ કે–શાસ્ત્રસિદ્ધપ
પરાને વિના આધારે ફેરવવાને તૈયાર થયેલાઓ અને
કરવાની ખાતર અર્વાચીન અને પ્રાચીન મહાશયો ઉ
અણુઘટિત–અયોગ્ય અને અસત્ય આક્ષેપો કરનારાઓની
આપે પૂરતી ખબર લેવાની જરૂર છે, જો તેમ નહિ
તો તેઓ શાસનને અસ્તવ્યસ્ત કરી નાખશે અને કેટ
ભદ્રિકવ્યક્તિઓને ઉન્માર્ગી બનાવી દેશે.

એક આચાર્ય "ઓછો નકરો આપનાર અને ઓછો

લેનારને શું ભવ ભ્રમણ કરનાર સમજવા? ભગવાનની આરતી કોઈ સ્થળે પાંચ ઉતારે છે તો કોઇસ્થળે એક ઉતારે છે અર્થાત્–કોઇસ્થળે પાંચ પાંચ સાત સાત આરતીનું ઘી બોલાય છે તો કોઇસ્થળે માત્ર એકજ આરતીનું ઘી બોલાય છે તો તે પ્રમાણે થોડી આરતીઓ બોલાવવાનો રીવાજ રાખનાર ટ્રસ્ટીઓને શું ભવભ્રમણ કરનારા સમજવા?"

આવા આવા વિચિત્ર પ્રશ્નો ઉપસ્થિત કરે એ ઓછું શોચનીય નથી. શું તેઓ, શક્તિના અભાવે તેવા પ્રકારની ઉત્કટ તપસ્યા વિગેરે નહિ કરનાર સાધુ યા શ્રાવકને અથવા તેમ ( ઉત્કટ તપસ્યા વગેરે ) કરવાની ફરજ નહિ પાડતાં તેવા ( શક્તિના પ્રમાણમાં થતા ) કાર્યમાં અનુમતિ આપનારા મહાત્માઓને સંસારમાં પરિભ્રમણ કરનારા માને છે? બાર વ્રતોમાંથી માત્ર એકજ વ્રતને લેનારો શ્રાવક અને આપનાર મુનિને 'સંસારમાં પરિભ્રમણ કરનાર' આવા અનુપમ ઉપનામથી શું તેઓ ઉપમિત બનાવે છે? તેવા પ્રકારની પરિષદમાં સર્વ વિરતિનો ઉપદેશ નહિ આપતાં દેશવિરતિ, સમ્યક્ત્વ વિગેરે વિગેરેનો ઉપદેશ આપનારા મહાપુરૂષોને શું તેઓ 'સંસાર પરિભ્રમણ કરનાર' આવા વિશેષણથી નવાજે છે?

મહાશય? "એમને દેવદ્રવ્ય ઉપરનો ખોટો મોહ"........ "દેવદ્રવ્ય ઉપર આટલી બધી મુગ્ધતા કેમ રખાય છે?"

આવાં આવાં અનિષ્ટ વાક્યો લખતાં પહેલાં થોડો

ઘણો તો વિચાર કરવો હતો. જૂઓ શ્રીમાન્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ આવશ્યક વૃત્તિમાં શું લખે છે—

"श्रावकस्य चैत्यधनसंरक्षणे न रौद्रध्यानमिति"

અર્થાત્—શ્રાવકને દેવદ્રવ્યનું રક્ષણ કરવામાં રૌદ્રધ્યાન થતું નથી. ( પ્રત્યુત ધર્મધ્યાન થાય છે. )

મહાશય લખે છે કે—" કેટલાક ધર્મગુરૂઓ પણ એમજ સમજીને ઉપદેશ આપે છે કે–દેવદ્રવ્યના વધારાથીજ મોક્ષ મળવાનો છે."

તો હું તમને કહું છું કે–ધર્મગુરૂઓ દેવદ્રવ્યના વધારાથીજ મોક્ષ મળે છે એમ નથી કહેતા પણ એમ કહે છે કે–" દેવદ્રવ્યના વધારાથી પણ મોક્ષ મળે છે,–દેવદ્રવ્યની વૃદ્ધિ પણ મોક્ષનું કારણ છે અને એ વાતને આપણા પૂર્વપુરૂષો જોરશોરથી કહી ગયા છે કે—દેવદ્રવ્યની વૃદ્ધિ એ તીર્થંકર પદવી આપનાર ને સંસારથી પાર ઉતારનારી છે એ સંબન્ધમાં જરા જુઓ નીચેના પાઠો—

जिणपवयणवुड्ढिकरं, पभावगं नाणदंसणगुणाणं ।
वुड्ढंतो जिणदव्वं, तित्थयरत्तं लहइ जीवो ॥ ९७ ॥

( સંબોધ પ્રકરણ પા. ૪ )

અર્થાત્—જિનપ્રવચનની વૃદ્ધિ કરનાર અને જ્ઞાનદર્શન ગુણોના પ્રભાવક એવા જિનદ્રવ્ય–દેવદ્રવ્યની વૃદ્ધિ કરનાર જીવ તીર્થંકરપણાને પ્રાપ્ત કરે છે.

जे पुणो जिणदव्वं, तु, वुड्ढिं निंति सुसावया ।
ताणं रिद्धि पवड्ढेइ, कि ीं सुखं बलं तहा ॥ १३७ ॥
पुत्ता य हुंति से भत्ता, सोंडीरा बुद्धिसंजुया ।
सव्वलक्खणसंपन्ना, सुसीला जणसंमया ॥ १३८ ॥
संकासो विव भेत्तुणं, कम्मगंठिं सुनिवुडो ।
जाहिई सोउ निव्वाणं, महासत्तो न संसओ ॥१३९॥
( શ્રાદ્ધ દિનકૃત્ય પા. ૧૦૬ )

અર્થાત્—વળી જે શ્રાવકો જિનદ્રવ્ય–દેવદ્રવ્યને વૃદ્ધિ પમાડે છે અર્થાત્ વૃદ્ધિ કરે છે–તેઓની ઋદ્ધિ, કીર્તિ, સુખ તેમજ બળ વૃદ્ધિ પામે છે ॥ ૧ ॥ તે દેવદ્રવ્યની વૃદ્ધિ કરનારને ભકત, પરાક્રમી, બુદ્ધિસંયુકત સર્વલક્ષણસંપન્ન, સદાચારી અને સર્વજનસંમત એવા પુત્રો થાય છે ॥ ૨ ॥ સુનિશ્ચિત એવો તે મહાસત્ત્વ સંકાશ શ્રાવકની માફક કર્મગ્રન્થીને ભેદીને મોક્ષ પ્રાપ્ત કરે છે એમાં કોઇપણ જાતનો સંશય નથી. ॥૩॥

अलुद्धो जो उ दव्वम्मि, जिणदव्वं नेइ वित्थरं ॥
एएण सो महासत्तो, वुच्चए जिणसासणे ॥ १४१ ॥

અર્થાત્—( ધનની આગળ માતા, પિતા, ભાર્યા અને બંધુઓને તેમજ પોતાના શરીરને પણ નહિ ગણતાં માત્ર ધનનેજ પરમધ્યેય માનનારાઓમાંથી ) જે પ્રાણી દ્રવ્ય ઉપરના મોહને–લોભને છોડીને દેવદ્રવ્યની વૃદ્ધિ કરે તે આ જિનશાસનમાં મહાસત્ત્વ કહેવાય છે.

મહાશય ? જૂઓ હવે રક્ષણના પાઠો—

" जिणपवयणवुड्ढिकरं, पभावगं नाणदंसणगुणाणं ।
रक्खंतो जिणदव्वं, परित्तसंसारिओ होइ ॥ ४१८ ॥

( ઉપદેશ પદ. )

અર્થાત્—જિનપ્રવચનની વૃદ્ધિ કરનાર અને જ્ઞાનદર્શન ગુણોની પ્રભાવના કરનાર એવું જે દેવદ્રવ્ય તેની રક્ષા કરનારો અલ્પસંસારી થાય.

પ્રિય વાંચકો ? દેવદ્રવ્યની વૃદ્ધિ અને તેના સંરક્ષણમાં ઉપેક્ષા કરનારો પણ દુર્લભબોધિ થાય છે. જુઓ શ્રીમાન્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ સંબોધપ્રકરણમાં શું કહે છે—

" जिणपवयणवुड्ढिकरं, पभावगं नाणदंसणगुणाणं ।
जिणधणमुविक्खमाणो, दुल्लहबोहिं कुणइ जीवो ॥९९॥

અર્થાત્—જિનપ્રવચનની વૃદ્ધિ કરનાર અને જ્ઞાનદર્શન ગુણોની પ્રભાવના કરનાર એવા દેવદ્રવ્યની ઉપેક્ષા કરનારો જીવ દુર્લભ બોધિ થાય.

પ્રિયવાંચકો ! પ્રભુભકિત નિમિત્તે બોલાતી બોલીઓની ઉપજ એ દેવદ્રવ્યજ કહેવાય, સાધારણ દ્રવ્ય નહી અને તે દ્રવ્ય પ્રભુભકિતનાજ કામમાં આવે પણ અન્યકાર્યમાં–દુઃખી શ્રાવકોના ઉદ્ધારના કાર્યોમાં ઉપયોગી નજ થાય તેથીજ તે દ્રવ્યને સાધારણ ખાતામાં લઈ જવું તે દેવદ્રવ્યનો વિનાશજ કહેવાય અને તે તરફ જો સાધુ પણ ઉપેક્ષા કરે તો તે

પણ ઉપર જણાવેલ શિક્ષાના પાત્ર બને. જુઓ શ્રીમાન્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ શું કહે છે—

**चेइयदव्वविणासे, तद्दव्वविणासणे दुविहभेए ।**
**साहु उविक्खमाणो, अणंतसंसारीओ भणिओ ॥१०६॥**

અર્થાત્—( જૈનશાસનમાં ) ચૈત્યદ્રવ્ય—દેવદ્રવ્યના વિનાશમાં અને બે પ્રકારના દેરાસર સંબન્ધી દ્રવ્યના વિનાશમાં ઉપેક્ષા કરનારો સાધુ પણ અનંત સંસારી કહ્યો છે—

શાસન પ્રેમીઓ ! જુઓ દેવદ્રવ્યના થતા વિનાશમાં ઉપેક્ષા ન કરતાં રક્ષણને માટે મુનિઓએ શું શું કરવું જોઇએ.

**" आलोयण निग्गमणे, ससहाओ दगसमीवे आयावे ।**
**उभयदढो भोगजढे, कज्जे आउट्ट पुच्छणया ॥ १ ॥**

**व्याख्या—चैत्यविनाशतद्द्रव्यविनाशादिविषयं किमपि कार्यं राजाधीनं ततो राज्ञ आवर्त्तनार्थं दकसमीपे आतापयेत् तच्च दकतीरे राज्ञोऽवलोकनपथे निर्गमनपथे वा भवेत् तत्रातापनायां ससहायो नैकाकी ' उभयदढो ' धृत्या संहनेन च बलवान् 'भोगजढे'ति ग्रामेयकारण्यकानां तिर्यग्मनुष्याणामवतरणमार्गं मनुजानां च स्नानादिभोगस्थलं वर्जयित्वाऽपरिभोग्ये प्रदेशे आतापयति ततः स राजा तं महातपोयुक्तमातापयन्तं दृष्ट्वा आवृतः सन् 'भगवन् ! किमेवमातापयसि ?**

आज्ञापय करोम्यहं युष्मदभिप्रेतं कार्यं, भोगान् भवतां प्रयच्छामि.' मुनिराह—महाराज ! न मे कार्यं भोगादिभिः, इदं संघकार्यं चैत्यविनाशनिवर्त्तनादिकं विदधातु महाराज इति।
( બૃહત્કલ્પ પ્રથમ ઉદ્દેશો. )

અર્થાત્—ચૈત્ય અને તેના દ્રવ્યનો વિનાશ વિગેરે સંબંધી કોઇ કામ રાજાને આધીન હોય તો રાજાને વશ કરવાની ખાતર સરોવર વિગેરે જ્યાં પાણીનાં સ્થાનો હોય ત્યાં આતાપના કરે તે દકતીરે પણ જ્યાં રાજાને દેખવામાં આવે એવા માર્ગમાં યા રાજાને જવા આવવાના માર્ગે આતાપના લે. પણ તે વખતે તે એકલા ન હોય પણ સસહાય હોય. તેમજ 'ઉભયદૃઢ' નામ ધૈર્યતા અને શારીરિક સ્થિતિએ કરીને બળવાન હોય તેમજ 'भोगजढ' નામ ગ્રામ-સંબન્ધી તિર્યંચો, યા મનુષ્યોના ઉતરવાના માર્ગને અને મનુષ્યોના સ્નાનાદિ ભોગના સ્થાનને છોડીને એટલે અભોગ્ય પ્રદેશની અંદર આતાપના લે, તેથી તે રાજા મહા તપવાળા અને આતાપના લેતા એવા મુનિને દેખીને પાસે આવીને પુછે કે 'હે ભગવન્! શા માટે આપ આતાપના કરો છો? મને આજ્ઞા કરો, આપને ઇચ્છિત એવું કાર્ય હું કરૂં અથવા આપને જોઇતી, ભોગોની સામગ્રી આપું' મુનિ કહે કે—'મહારાજ! ભોગાદિથી મારે કામ નથી. આ સંઘનું કામ ચૈત્યનો નાશ થતો અટકાવવું વિગેરે છે તે કાર્ય કરો—કરી આપો.'

" आलोयण ॥ गाहा ॥ चेइयाणं वा तद्दव्वविणासे वा संजइकारणे वा अन्नंमि वा कंमिय कज्जे रायाहीणे सो य राया तं कज्जं न करेइ सयं वुग्गाहिओ वा तस्साउंटण-निमित्तं दगतीरे आयाविज्जा तं च दगतीरं तस्स रण्णो आ-लोयणे ठिअं "

( નીશીથ ભાષ્ય ચૂર્ણી. )

ભાવાર્થ—ચૈત્યનો યા દેવદ્રવ્યનો વિનાશ થતો હોય સાધ્વી ઉપર બલાત્કાર થતો હોય અથવા કોઇ કાર્ય રાજાને આધીન હોય તે કાર્ય રાજા કોઇના ભરમાવાથી અથવા પોતાની મેળેજ ન કરતો હોય તેને વશ કરવાની ખાતર સરોવર વિગેરે જલના સ્થાનોની પાસે જઇને સાધુ આતાપના લે. પણ તે સ્થાન રાજાની દૃષ્ટિપથમાં આવે તેવું જોઇએ.

કેટલાક કહે છે કે દેવદ્રવ્યની રક્ષા વિગેરે કરવાનું કામ શ્રાવકોનું છે, સાધુઓનું નહી. તેઓએ નીચેના પાઠ ઉપર ધ્યાન આપવું કે જે પાઠ શ્રાદ્ધવિધિનો છે. અને જે પા-ઠમાં શ્રાદ્ધવિધિના કર્તાએ પંચકલ્પભાષ્યનામના આગમની ગાથાઓ આપી સારી રીતે સમર્થન કર્યું છે કે—

" अत्रापिशब्दस्याध्याहारादास्तां श्रावकः, सर्वसावद्य-विरतः साधुरप्यौदासीन्यं कुर्वाणोऽनंतसंसारिको भणितस्तीर्थ-कृदादिभिः । अथ त्रिधा प्रत्याख्यातसावद्यस्य यतेश्चैत्य-

द्रव्यरक्षायां को नामाधिकारः ? इति चेदुच्यते, यदि राजामात्याद्यभ्यर्थनपुरस्सरं गृहहट्टग्रामादिकादानादिविधिना नवमुत्पादयति तदा भवति भवद्विवक्षितार्थसिद्धिः । यदा तु केनचिद्यथाभद्रकादिना धर्मार्थं प्राग्वितीर्णमन्यद्वा जिनद्रव्यं विलुप्यमानं रक्षति तदा नाभ्युपेतार्थहानिरपि तु विशेषतः पुष्टिरेव सम्यग् जिनाज्ञाराधनात् । यथाहि—जिनभवनं नवमकारयतोऽपि पूर्वकृतं तु तत्प्रतिपंथिनिग्रहेणापि रक्षतो न प्रायश्चित्तं नापि प्रतिज्ञाभंग इति । आगमो ( पंचकल्पभाष्यनामा ) प्येवमेव व्यवस्थितो । यदाह—

“ चोएइ चेइयाणं, खित्तहिरन्ने अ गामगोवाइ ।
लग्गंतस्स उ जइणो, तिगरणसोही कहं नु भवे ॥ १ ॥
भन्नइ इत्थ विभासा, जो एयाइं सयं विमग्गिज्जा ।
तस्स न होइ सोही, अह कोइ हरिज्ज एयाइं ॥ २ ॥
तत्थ करंतु उवेहं, जा सा भणिआ उ तिगरण विसोही ।
सा य न होइ अभत्ती, अ तस्स तम्हा निवारिज्जा ॥ ३ ॥
सव्वत्थामेण तहिं, संवेण य होइ लग्गिअव्वं ।
सचरित्तऽचरित्ताण य, सव्वेसिं होइ कज्जं तु ॥ ४ ॥ इति

ભાવાર્થ—આ સ્થળમાં ‘ અપિ ’ શબ્દનો અધ્યાહાર હોવાથી શ્રાવક તો દૂર રહો પરન્તુ સર્વ પાપના વ્યાપારોથી

નિવૃત થયેલા સાધુ પણ દેવદ્રવ્યના વિનાશમાં ઉપેક્ષા કરે તો તેને પણ તીર્થંકરદેવાદિએ અનંતસંસારી કહ્યા છે.

**પ્રશ્ન**—ત્રિવિધે સર્વસાવદ્યનું પચ્ચખાણ કરનાર સાધુને દેવદ્રવ્યની રક્ષા કરવાનો અધિકાર શી રીતે હોઈ શકે ?

**સમાધાન**—જો સાધુ રાજા મંત્રી વિગેરે પાસે માગણી કરીને ઘર, દુકાન, ગામ ઇત્યાદિ મંદિર ખાતે અપાવી આદાન કર્મથી ચૈત્ય દ્રવ્યમાં નવો ઉમેરો કરે તો તો સાધુને દોષ લાગે કારણ કે એવા સાવદ્યકામ કરવાનો મુનિને અધિકાર નથી. પણ કોઇ ભદ્રિકજીવે ધર્માદિકને અર્થે પૂર્વે આપેલા અથવા બીજા ચૈત્ય દ્રવ્યનો વિનાશ થતો હોય તો તેનું જો સાધુ રક્ષણ કરે તો કાંઇ દોષ નથી એટલુંજ નહિ પણ એમ કરવામાં જિનાજ્ઞાની સમ્યક પ્રકારે આરાધના થતી હોવાથી સાધુ ધર્મને ઉલટી પુષ્ટિ મળે છે જેમ સાધુ નવું મંદિર (સ્વયં) કરાવે નહિ પણ પૂર્વે કરેલા જિનમંદિરનું તેના શત્રુને યોગ્ય શિક્ષા કરી રક્ષણ કરે, તો તે સાધુને કાંઈ પ્રાયશ્ચિત લાગતું નથી તેમજ સર્વસાવદ્યવિરતિ રૂપ પ્રતિજ્ઞાને પણ બાધ આવતો નથી તેમ ચૈત્યદ્રવ્યની રક્ષામાં પણ જાણવું (પંચકલ્પભાષ્ય) નામના આગમમાં પણ એવીજ વ્યવસ્થા છે.

જિનમંદિર સંબન્ધી ક્ષેત્ર, સુવર્ણ, ગ્રામ ગાય ઈત્યાદિ વસ્તુના સબન્ધમાં આવનાર સાધુને ત્રિકરણ શુદ્ધિ શી રીતે

થાય ? બે ગાથાઓથી ઉપરની શંકાનું સમાધાન કરે છે- જો સાધુ જિનમંદિર સંબન્ધી વસ્તુ પોતે માગે તો તેને ત્રિકરણ શુદ્ધિ ન થાય, પણ જો કોઈ ચૈત્ય સંબન્ધી વસ્તુનું હરણ કરે અને તે બાબતની જો સાધુ ઉપેક્ષા કરે તો તેની ત્રિકરણ શુદ્ધિ ન થાય એટલુંજ નહિપણ ચૈત્ય દ્રવ્યહરણો-પેક્ષારૂપ અભક્તિ પણ થાય, માટે કોઇને પણ હરણ કરતાં અવશ્ય વારવો જોઇએ માટે સર્વબલથી સકલસંઘે તે (દેવ-દ્રવ્યની રક્ષાના) કામમાં લાગવું જોઈએ કારણ કે તે કાર્ય સાધુ યા શ્રાવક એ ઉભયનું છે.

જ્યારે ખુદ આગમપ્રણેતાઓ પણ એમ ભાર દઇને કહે છે કે-સાધુઓએ પણ દેવદ્રવ્યના થતા વિનાશને અટકાવવાની ખાતર પોતાની સકલ શક્તિનો ઉપયોગ કરવો જોઈએ અને ન કરે તો ત્રિકરણની શુદ્ધિ તો દૂર રહી પ્રત્યુત આશાતનાના ભાગી બને-તો પછી શાસ્ત્રાનુસારી મહાત્માઓ શા માટે તેના રક્ષણની ખાતર પોતાથી બનતો પ્રયાસ ન કરે ? તેની રક્ષા કરવાની ખાતરજ નિર્ણયકર્તા મહાત્માઓ કહે છે કે-

"દેવદ્રવ્યની જે જે આવકો મકાનના ભાડાદ્વારાએ, વ્યાજદ્વારાએ, પૂજા-આરતી-મંગળ દીવો વિગેરે વિગેરેના ચઢાવા દ્વારાએ થતી હોય તે તે રસ્તાઓને બંધ કરવાનું ફળ શાસ્ત્રકારો સંસાર પરિભ્રમણ કહે છે. માળોદ્‌ઘાટન પરિષ્ઠાપનિકામોચન અને ન્યુંછનકરણ વિગેરેમાં ચઢાવાથી કાર્ય

કરવાની રીતિ સેંકડો વર્ષ પહેલાંથી ચાલી આવતી શાસ્ત્રમાં કહેલી છે. દેવદ્રવ્યની વૃદ્ધિ માટેજ માળા પહેરવી વિગેરે કાર્યો વિવેકીઓએ કરવા જોઇએ એમ શાસ્ત્રકારો કહે છે, અને તેથીજ તે દ્રવ્યને જિનાજ્ઞાપાલકોથી તો અન્ય ખાતામાં લઈ જવાય નહિ."

જો તે દ્રવ્યને શ્રીમાન્ ધર્મવિજયજીના કથનાનુસાર સાધારણ ખાતામાં લઈ જવામાં આવે અને પછી તે શ્રાવકોને ખાવા માટે દેવામાં આવે તો ક્રમેક્રમે સમાજનો મોટો ભાગ દેવદ્રવ્યનો ભક્ષક બને અને તેના પ્રભાવે સાધર્મીઓના ઉદ્ધાર, જૈનધર્મની ઉન્નતિ અને જૈનશાસનની જાહોજલાલી તો ક્યાંય પડી રહેશે. પરંતુ સાધર્મીઓના ઉદ્ધારને બદલે તેમનો અધઃપાત, જૈનધર્મના ઉન્નતિના સ્થાને અવનતિ અને જૈનશાસનની જાહોજલાલીના બદલે પાયમાલી થવાનો સમય આખા સંઘને નિહાળવો પડશે તે વખતે ધર્માત્માઓના હૃદયને ઘણો આઘાત લાગશે પરંતુ પછી તેઓ કંઈ નહિ કરી શકે. કેમકે તેમના હાથમાં કંઈ પણ સાધન નહિ રહે જૂઓ પુરાતનકાળમાં પણ દેવદ્રવ્યના ભક્ષકોની કેવી દુર્દશા થઈ છે અને શાસ્ત્રકારો, દેવદ્રવ્ય ભક્ષણ કરવાનો નિષેધ ક્યાં સુધી કરે છે.

" राया पुच्छइ किं मन्ने मया सम्मत्तं लद्धपुव्वं ? को अहं आसी ? ततो साहुणा आभोएऊण भणिओ, सुणाहि– उसभस्सऽरहओ तित्थे साकेए नयरे धणदत्तो सत्थवाहो

सावगो, तस्स णंदा भारिया, तेसिं पुत्तो सुरिंददत्त (तो तस्स) रुद्ददतो बालवयंसो सो हि सुरिंददत्तो वाहणेण समुद्दमवतरिउं कामो बहुपच्चवाओ पवासो त्ति चिंतेऊण रुद्ददत्तस्स हत्थे · तिन्नि कोडीओ जिणाययणपूयाए उवयोगं नेयव्वाओ त्ति दाऊणं गओसंववहारेणं दीवंतराणि, रुद्ददत्तेण तं धणं जूयवसपसंगेण नासिअं, तओ चोरिअं पकओ, जणा वि दिट्ठो ओकामुद्दचोर-पल्लि पविट्ठो, कालेण तेसिं अहिवति (म्मि) जाते निग्घणो निस्संसो परिवारेण य तेण सागेयं पिल्लियं, निसिहे आदी-वियाणि घराणि, दिट्ठो संचरतो नागरेहिं इमो रुद्ददत्तो अम्हं विणासाय उवट्ठिओ, मा से पमादि [ता एसो मारे] यव्वो त्ति निच्छिउं जुज्झंतेहिं मारिओ। तेण य जं सुरिंददत्तनिसिट्ठ चेइयट्ठाए दव्वं विणासियं तेण जिणबिंबपूयादंसणाणंदित-हिययाणं भवसिद्धिआणं सम्मदंसणसुयओहिमणपज्जवके-वलनाणनिव्वाणलाभा पडिसिद्धा जा य तप्पभवा सुरमाणु-सरिद्धि जा य महिमाऽऽगमप्पस्स साहुजणाओ धम्मोवएसो वि तित्थाणुसज्जणा य सा वि पडिसिद्धा, तओ दीहकालठितिअं दंसणमोहणिज्जं कम्मं निबद्धं असातवेयणिज्जं च रुद्दझाण-मसिओ य संगिहाय निरयाउ अपइट्ठाणे नरए उववन्नो, तत्थ क्खमचिसामं अणुभविऊण मच्छो जातो, ततो नरग तिरिय-

भवे फासितो वहुणा कालेण वए सुग्गामे गोयमस्स अणुद्धरीए भज्जाए पुत्तो जातो, गब्भत्थए तस्स पिया मतो, निस्सिरियगोयमो त्ति वट्टइ, छम्मासजायस्स माया मया, माउलियाए नायं, सगिहमाणिओ तीए [ सामूए ] भणियं– मा मेतं अलक्खणं गिहं पविसेह, अच्छउ बाहिं ति, एवं सो अणाढिओ कहवि जीविओ कमेण य जोवणं पत्तो, साहुसमीवे सुयधम्मो पव्वइओ अलाभपरिसहं सहति, विसुद्धमाणलेसस्स य से अपरिवडियवेरग्गस्स चत्तारी लद्धीओ समुपन्नाओ कोट्ठबुद्धित्तम्--खीरासवत्तम् अक्खीणमहाणसियत्तम् पयाणुसारित्तंति, ततो पन्नरसवाससहस्साणि कयसामन्नो महासुक्के कप्पे देवो इंदसामाणिओ जाओ, तं राय ! एवं जाण-जो य रुद्दत्तो जो य णिस्सिरियगोयमो जो य महासुक्कसामाणो सो तुमं, ततो वंदिऊण पुणो पुच्छति भयवं ! जो मे पासे दसमो पुत्तो वसुदेवो एस सयणस्स परिजणस्स य अईव वल्लहो किं अणेण सुकयं कयं पुव्वभवे सोहणं ति, ”

( અતિપ્રાચીન વસુદેવહિંડી. )

ભાવાર્થ—શ્રી નેમનાથ ભગવાનના પિતા અંધકવૃષ્ણિ રાજા પુછે છે કે હું પ્રથમ સમ્યક્ત્વ પામેલો છું ? હું કોણ હતો ? અવધિજ્ઞાની સાધુએ જાણીને

કહ્યું કે—સાંભળ—ઋષભદેવસ્વામીના તીર્થમાં સાકેત નામના નગરમાં ધનદત્ત નામનો સાર્થવાહ કે જે શ્રાવક હતો. તેની નંદા નામની સ્ત્રી હતી અને તેને સુરેંદ્રદત્ત નામનો પુત્ર હતો અને સુરેંદ્રદત્તને રૂદ્રદત્ત નામનો બાળમિત્ર હતો વાહને (નાવા) કરીને સમુદ્રયાત્રા કરવાની ઇચ્છાવાળા સુરેંદ્રદત્તે 'પ્રવાસ ઘણા વિઘ્નવાળો છે' આ પ્રમાણે વિચારીને રૂદ્રદત્તના હાથમાં ત્રણ કોડી દ્રવ્ય આપીને કહ્યું કે. આ ત્રણ કોડી દ્રવ્યને દેરાસરના તેમજ પ્રભુ પૂજાના ઉપયોગમાં લેજે. આ પ્રમાણે કરીને વ્યાપાર ખાતર તે દ્વીપાન્તરમાં ગયો હવે રૂદ્રદત્તે તે ધનનો દ્યુતવ્યસને કરીને નાશ કર્યો તે વાર પછી ચોરી કરવા લાગ્યો અને લોકો ન જાણે તેવી રીતે ત્યાંથી તે ભાગીને 'ઉલ્કામુખ' નામની ચોરપલ્લીમાં પેઠો કાળે કરીને તે તેપલ્લીનો અધિપતિ થયો અને ત્યાર પછી નિર્લજ્જ અને ક્રૂર એવા તેણે પોતાના પરિવારની સાથે આવીને સાકેત નગરને પીડીત કર્યું અને રાત્રિની અંદર તે ગામના ઘરો સળગાવ્યાં. નગરના લોકોએ તેને જોયો અને જાણ્યું કે—આ રૂદ્રદત્ત અમારો નાશ કરવા માટે ઉપસ્થિત થયો છે, માટે તેની ઉપેક્ષા કરવી વ્યાજબી નથી. આ પ્રમાણે નિશ્ચય કરીને નગરના લોકોએ તેનો નાશ કર્યો. દેરાસરને માટે સુરેન્દ્રદત્તે આપેલા ધનનો નાશ કરવાથી તેણે જિનેશ્વર ભગવાનની પ્રતિમાની પૂજા અને તેના દર્શનથી આનંદિત હૃદયવાળા ભવ્યજીવોને થતા સમ્યગ્દર્શન—શ્રુતજ્ઞાન-

અવધિજ્ઞાન—મન:પર્યવજ્ઞાન—કેવલજ્ઞાન અને નિર્વાણરૂપ લા-ભોનો પ્રતિષેધ કર્યો યાવત્ તેનાથી પ્રાપ્ત થતી દેવસમ્બન્ધી અને મનુષ્ય સમ્બન્ધી ઋદ્ધિ, આગમનો મહિમા, સાધુજનનો ધર્મોપદેશ અને તીર્થની ઉન્નતિનો પણ તેણે નાશ કર્યો અને તેથી તેણે દીર્ઘસ્થિતિવાળા દર્શનમોહનીય અને અશાતાવેદનીય કર્મનો બંધ કર્યો, અને રૌદ્રધ્યાનના પ્રતાપે નરકનું આયુષ્ય બાંધીને સાતમી નરકે ગયો. ત્યાં વિશ્રાન્તિરહિત-પણે નરકના દુઃખનો અનુભવ કરીને મચ્છ થયો. ત્યાંથી નરક—તિર્યંચ આદિભવોમાં લાંબા કાળ સુધી ભટકીને સુગ્રા-મત્રજની અંદર ગૌતમની અણુદ્ધરી નામની ભાર્યાનો પુત્ર થયો. તેની ગર્ભાવસ્થામાંજ તેનો પિતા મરણ પામ્યો અને દરિદ્ર ગૌતમ એવું તેનું નામ પ્રસિદ્ધ થયું. જ્યારે તે છ માસનો થયો ત્યારે તેની માતા મૃત્યુ પામી તે વાતની તેની મામીને ખબર પડી. તે તેને પોતાને ઘેર લાવી ત્યારે તેની (સ.સુયે) કહ્યું કે આવા નિર્લક્ષણ બાળકને ઘરમાં નહિ ઘાલવો ભલે બહાર પડી રહે. આવી રીતિએ સર્વને અનિષ્ટ એવો પણ બાળક કોઇ પણ રીતિએ જીવ્યો. ક્રમે કરીને યૌવન પામ્યો. સાધુની પાસે ધર્મ સાંભળીને તેણે દીક્ષા લીધી. અને ત્યાં અલાભ પરિષહને સારી રીતિએ સહન કર્યો. વિશુદ્ધ લેશ્યાવાળા અને અપ્રતિમ વૈરાગ્યવાળા તેને કોષ્ઠબુદ્ધિ, ક્ષીરાશ્રવ, અક્ષીણમહાનસી અને પદાનુ-

સારીણી—આ ચાર લબ્ધિઓ ઉત્પન્ન થઈ. ત્યાર પછી પંદર હજાર વર્ષ સુધી ચારિત્ર પાલન કરીને ત્યાંથી કાળ કરી મહાશુક્ર નામના સાતમા દેવલોકમાં ઇન્દ્રનો સામાનિક દેવતા થયો. માટે હે રાજન્! જે રૂદ્રદત, જે દરિદ્ર ગૌતમ અને જે મહાશુક્ર કલ્પમાં ઇન્દ્રના સામાનિક દેવતા તે તું છે. તે વાર પછી મુનિને વન્દન કરીને રાજા (અંધક વૃષ્ણી) પુછે છે કે–'હે ભગવન્! જે મારી બાજુએ વસુદેવ નામનો દશમો પુત્ર બેઠો છે તેણે તેવું શું સુકૃત કર્યું છે કે જેના પ્રભાવે તે સ્વજન અને પરિજનને અત્યંત વલ્લભ છે. (અહીંથી આગળ બીજો સંબંધ ચાલતો હોવાથી આપવામાં આવ્યો નથી ઉપરના પાઠમાંથી જે સાર ગ્રહણ કરવાનો છે તે સહેજે સમજી શકાય તેમ હોવાથી ફરીને લખવાની જરૂર નથી.) વળી અન્યત્ર કહ્યું છે કે—

" संकाशश्रावको हि प्रमादाद्भक्षितचैत्यद्रव्यो निबद्ध लाभान्तरायादिक्लिष्टकर्मा चिरपर्यटितदुरन्तसंसारकान्तारो ऽनन्तकालाल्लब्धमनुष्यभावो दुर्गतनरशिरःशेखररूपः पारगतसमीपोपलब्धस्वकीयपूर्वभववृत्तान्तः पारगतोपदेशतो दुर्गतत्वनिबन्धनकर्मक्षपणाय यदहमुपार्जयिष्यामि द्रव्यं तद्ग्रासाच्छादनवर्जं जिनायतनादिषु नियोक्ष्ये इत्यभिग्रहं गृहीतवान् कालेन च निर्वाणमवाप्तवानिति । "

( અષ્ટકવૃત્તિ. )

**સારાંશ**—પ્રમાદથી ચૈત્યદ્રવ્યનું ભક્ષણ કરનાર, લાભાન્તરાયાદિકિલષ્ટકર્મથી બદ્ધ થયેલો, લાંબા કાળ સુધી સંસારરૂપી અટવીમાં ભટકતો, અનન્તકાળે કરીને મનુષ્યનો ભવ પ્રાપ્ત કરનાર, દુર્ભાગ્યશિરોમણિ એવા સંકાશ શ્રાવકે સર્વજ્ઞમહારાજની પાસે પોતાના પૂર્વભવના વૃતાન્તને જાણીને તેમના ઉપદેશથી દુર્ગતિના કારણભૂત એવા કર્મનો ક્ષય કરવા માટે "જે દ્રવ્ય હું પેદા કરીશ તેમાંથી ભોજન અને વસ્ત્ર માટે રાખીને બાકીનું બધું એ દેરાસર વિગેરેમાં અર્પણ કરીશ' એવા પ્રકારનો અભિગ્રહ કરી કાળે કરીને તેણે મોક્ષ મેળવ્યું.

આ સંકાશની કથા ચઉદસો ચુંવાલીસ ગ્રન્થના કર્તા શ્રીમાન્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજે પોતે બનાવેલા ઉપદેશપદ નામના ગ્રન્થમાં વિસ્તારથી લખી છે.

" चेइयदव्वं गिण्हितु, भुंजए जोउ देइ साहूणं ।
सो आणाअणवत्थं, पावइ लींतो वि दींतो वि ॥१॥

( વ્યવહાર ભાષ્ય. )

સારાંશ-દેવદ્રવ્યને ગ્રહણ કરીને જે ભોગવે અને સાધુઓને આપે તે લેનાર અને દેનાર બન્ને ભગવાનની આજ્ઞાનો ભંગ કરનાર છે અને બીજાને પણ આજ્ઞા વિરૂદ્ધ પ્રવૃત્તિ કરાવનાર છે.

પ્રિય વાંચકો ? વાંચો. એક દિગમ્બર આચાર્ય શું કહે છેઃ—

" वरं हालाहलादीनां, भक्षणं क्षणदुःखदं ।
निर्माल्यभक्षणं चैव, दुःखदं जन्मजन्मनि ॥१॥
वरं दावानले पातः, क्षुधया वा मृतिर्वरं ।
मूर्घ्नि वा पतितं वज्रं, न तु देवस्वभक्षणं ॥२॥

સારાંશ—ક્ષણભર દુઃખને દેનારૂં હલાહલ ઝેર ખાવું એ સારૂં પરન્તુ ભવોભવમાં દુઃખને દેનારૂં નિર્માલ્ય દ્રવ્યને ખાવું તે સારૂં નથી. દાવાનળમાં ઝંપાપાત કરવો ભુખે મરી જવું અને માથા ઉપર વજ્રનું પડવું એ ઘણું સારૂં છે. પરન્તુ પ્રભુનિ ભક્તિ નિમિત્તે અર્પણ કરેલું અથવા અર્પણ કરવા કહેલું જે દ્રવ્ય તેનું ભક્ષણ કરવું સારૂં નથી.

ભાગ્યશાળીઓ ! શાસ્ત્રકારોના ઉપરોકત કથનને લઈનેજ નિર્ણય કર્ત્તાઓ કહે છે કે—પ્રભુની ભક્તિની ખાતર આપવા કહેલા દ્રવ્યને કોઈ પણ રીતિએ અન્ય ખાતામાં લઈ શકાય નહિ. નિર્ણય કર્તાઓએ નિર્ણયમાં જે જે શાસ્ત્રોનાં નામો દાખલ કરેલાં છે. તે ઘણાંજ વિચારપૂર્વક દાખલ કરેલ છે છતાં તે બાબતમાં કેટલાકો અરે ખુદ શ્રીમાન્ ધર્મવિજયજીના શિષ્ય મંગલવિજયજીએ સર્ચલાઇટના ચળકાટનું અવલોકન કરતાં તે સંબન્ધમાં ઘણીજ અણઘટતી ટીકા કરી છે. ખેર જેવી જેની પ્રકૃતિ.

મહાશયજી! તમોએ આપેલાં સંબોધસપ્તતિના પાઠો તેઓને માટે ઉપયોગી છે કે—જેઓ સાધારણ દ્રવ્યને વધારવાનો નિષેધ કરતા હોય યા 'સાધારણ દ્રવ્યની જરૂરજ નથી સાધારણ દ્રવ્ય એ કોઈ ચીજ નથી.' આ પ્રમાણે માનતા કે કહેતા હોય. નિર્ણયકર્તાઓ સાધારણ દ્રવ્યની પણ જરૂર માને છે પણ તેઓ તેની ખાતર 'દેવદ્રવ્યની આવકને પણ શાસ્ત્ર વિરૂદ્ધરીતિએ સાધારણમાં લઈ જવી.' આવા તમારા વિચારોને પસંદ કરતા નથી. તેઓ કદીપણ તે અશાસ્ત્રીય વિચારોને માન આપી લોકોને દેવદ્રવ્યના ભક્ષક બનાવી આખી સમાજને પાયમાલ કરવા તૈયાર નથી.

પ્રિય વાંચકો? શ્રીમાન્ ધર્મવિજયજીએ, પોતાના અશાસ્ત્રીય વિચારોને વિના આધારે શાસ્ત્રીય અને સર્વજન માન્ય બનાવવાની ખાતર હવે મર્યાદા મૂકી, નામાંકિત થયેલા પોતાના શિષ્ય બેચરદાસની પદ્ધતિ અંગીકાર કરી જણાય છે. કારણ કે બેચરદાસે કર્યું 'જૈન સમાજનું તમસ્તરણ' ત્યારે આ સૂરિજીએ 'કોણી' નું દૃષ્ટાંત આપીને કર્યું મહાપુરૂષોનું અપમાન. તેઓ લખે છે કે–

"પાછળથી ચાલ્યું આવે છે, માટે તેમાં ફેરફાર કરી શકાયજ નહિ; એવો ખોટો આગ્રહ રાખવો, એ સમયને નહિ ઓળખવાનુંજ પરિણામ છે. આતો એના જેવું થયું

કે સો શ્રાવકો પ્રતિક્રમણ કરવા બેઠા. અંધારૂ થઇ ગયું. ચાલીસ લોગસ્સના કાઉસગ્ગમાં એકનો લગાર હાથ હાલ્યો અને બીજાને અટક્યો, એટલે બીજાએ જાણ્યું કે-વિધિમાં આમજ થતું હશે, એટલે બીજાએ ત્રીજાને હાથની કોણી અડકાવી, ત્રીજાએ ચોથાને, ચોથાએ પાંચમાને એમ ૨૫ ૫૦ નંબર સુધી કોણી મારતા ગયા. સૌના મનમાં એમ થયું કે-ક્રિયા કરવામાં આવી વિધિ આવતી હશે. છેવટ જતાં જ્યારે એક માણસને એમ થયું કે—આ માણસે મને કોણી કેમ અડાડી, ત્યારે તેણે પૂછ્યું–' અરે ! આમ કેમકરે છે ?' ત્યારે તેણે જવાબ આપ્યો–बैठरे, पीछेसे चली आती है । આનો અર્થ શો ? પાછળથી આલ્યું આવે છે માટે ચાલવા દેવું ? એનું મૂળ કારણ તપાસવુંજ નહિ ? 'શા કારણથી ચાલ્યું આવે છે ? આમ નહિ અને આમ કેમ કર્યું ?' ઈત્યાદિ જ્યાં સુધી વિચારવામાં ન આવે ત્યાં સુધી કોઈ પણ ક્રિયાનું કોઈ પણ રિવાજનું રહસ્ય સમજવામાં આવે જ ક્યાંથી ?"

પ્રિય વાંચકો ? આ કોણીનું દૃષ્ટાંત લખી શાસ્ત્રવિશારદસૂરિએ શિષ્યનું અનુકરણ કર્યું કે નહિ ? જ્યારે શિષ્યે બધાઓને મૂર્ખો બનાવી હાડકાં ભાંગી લોહી લુહાણ બનાવી વૈદ્ય બનવા પ્રયાસ કર્યો હતો ત્યારે ગુરૂએ, (ધર્મવિજયજીએ) પોતાની સમક્ષમાં થતી બોલીનો નિષેધ નહિ કરતાં ઉત્તેજન

આપનાર કલિકાલ સર્વજ્ઞ પ્રભુ શ્રીમદ્ હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજ, શ્રીમાન્ ધર્મઘોષસૂરીશ્વરજી મહારાજ અને પોતાના ગ્રન્થોમાં સ્પષ્ટ રીતે બોલીઓના બનાવોનું વર્ણન કરનારા મલધારગચ્છનાયક શ્રીરાજશેખરસૂરીશ્વરજી મહારાજ શ્રીમાન્ રત્નમંડનગણી, શ્રીમાનરત્નમંદિરગણિ, શ્રીસોમધર્મગણી, શ્રીમાન્ ડનગણી, શ્રીમાન્ રત્નશેખરસૂરીશ્વરજી મહારાજ અને શ્રીમાન્ વિજયહીરસૂરીશ્વરજી મહારાજ. શ્રીમાન્ વિજયસેનસૂરીશ્વરજી મહારાજ અને અત્યાર સુધી થતી બોલીનો નિષેધ નહિ કરતાં અનુમોદન આપનાર મહાત્માઓ યાવત્ શ્રીમાન્ બુદ્ધિવિજયજી (બુટેરાવજી) મહારાજ અને પોતાના ગુરૂ શ્રીમાન્ વૃદ્ધિચન્દ્રજી મહારાજ આદિ તેમજ બોલીઓ પ્રાચીન, પ્રામાણિક અને શાસ્ત્રસિદ્ધ છે એમ સમર્થન કરનાર દરેક વર્ત્તમાન કાલીન મહાત્માઓને અવિચારક બનાવી પોતે વિચારક બનવાનો પ્રયાસ કર્યો છે.

અનેક પ્રામાણિક પુરૂષોએ માન્ય કરેલી અને શાસ્ત્રોમાં અંકિત થયેલી એવી બોલીને અશાસ્ત્રીય કહેવા તૈયાર થવું અને તે વાતને સિદ્ધ કરવાની ખાતર શાસ્ત્રના પાઠોના ખોટા અર્થો કરવા અને છેવટે પૂર્વપુરૂષોને પણ રૂપાંતરથી 'નિર્વિચારક' આ શબ્દથી નવાજવા એ એક આચાર્ય નામ ધારીને માટે કેટલું શોચનીય છે?

મહાશયજી ! જરા સમજી સમજીને લખ્યા કરો યોગ્ય

ખાતાની પુષ્ટિ માટે ઉપદેશ આપનારા–ભલામણ કરનારા સંસારમાં પરિભ્રમણ ન કરે. પરન્તુ શાસ્ત્રીયનીતિનું ઉલ્લંઘન કરીને દેવદ્રવ્યની આવકને અન્ય ખાતામાં ( કે જે ખાતાની રકમ શ્રાવક શ્રાવિકાના ઉપભોગમાં પણ આવી શકે ) લઇ જવાનો ઉપદેશ આપે અરે તેમ કરવા ફરજ પાડે અને ફરજ પાડવા છતાં પણ ન માને તો છુપી રીતિએ ભોળા લોકોને ભરમાવી બળજોરથી પણ તેમ કરનાર તો અવશ્ય સંસારમાં પરિભ્રમણ કરેજ એમાં જરા પણ સંશય છેજ નહિ એ ખાસ ધ્યાનમાં રાખશો.

મહાશયજી ! શા માટે વિષને વધારો છો ? અરે શું એ બોલીઓની આવકોને સાધારણ ખાતામાં લઇ જવાથીજ ડુબતી જૈનસમાજ બચી જશે ? અરે તેમ કરવાથી લોકો દેવદ્રવ્યના ભક્ષણથી બચશે કે દેવદ્રવ્યના ભક્ષણ કર્તા થશે ? જરા વિચારો મનમાનતી રીતે બોલી યા લખીને સમાજને ઉન્માર્ગે લઇ જવાનો પ્રયત્ન ન કરો આથી સંસારતટ હાથમાં નહિ આવે. અરે ! બિચારા તટે પહોંચેલાઓને પણ મધ્ય સમુદ્રમાં ડુબાવી મારશો.

પ્રિય વાંચકો ! ચાલો હવે આપણે તેમની ત્રીજી પત્રિકાનું અવલોકન કરીએ.

શ્રીમાન્ ધર્મવિજયજીએ, પોતાની ત્રીજી પત્રિકાનું પણ મુખ્ય અભિધાન તો 'દેવદ્રવ્ય સમ્બન્ધી મારા વિચારો'

આનું આજ રાખી તેની નીચે 'દેવદ્રવ્યની વૃદ્ધિ શી રીતે કરવી ?' આ પ્રશ્ન ઉપસ્થિત કરેલ છે. તે પ્રશ્નના સંબન્ધમાં ઉલ્લેખ કરવા પૂર્વે પ્રથમપત્રિકામાં પોતે કરેલી દેવદ્રવ્યની વ્યાખ્યાનું સમર્થન કરવાની ખાતર તેઓએ શ્રીદ્રવ્યસપ્તતિકાની પ્રથમ ગાથા મૂકી છે અને તેના ઉપરથી તેઓ એમ કહેવા માગે છે કે—" જ્યાં સુધી કોઈ પણ વસ્તુને ( દ્રવ્યાદિકને ) કોઈ પણ કાર્યમાં સમર્પણ કર્યાનો દૃઢ સંકલ્પ કર્યો નથી ત્યાં સુધી તે વસ્તુ તે ખાતાની થઇ શકતીજ નથી " તો હું તેઓને પુછું છું કે—દૃઢસંકલ્પની નિશાની શી ? દૃઢસંકલ્પ વિના કોઇ કહે કે—'હું પ્રભુની પૂજા માટે યા કોઇ બીજા દેરાસરના કાર્ય માટે અમુક રકમ આપીશ ' અને પછીથી ન આપે તો ચાલી શકે યા નહિ ? કોઈ કહે કે—હું બોલી વખતે અમુક રકમ બોલ્યો હતો પણ તે વખતે તે બોલેલા પૈસા આપવાનો મારો દૃઢસંકલ્પ ન હતો એમ કહીને જો ન આપે તો તે પ્રાયશ્ચિતનો ભાગી ખરો યા નહિ ? અથવા તો તે પૈસા લેવાની સંઘની સત્તા ખરી કે નહિ ? જો આ છેવટના ત્રણ પ્રશ્નોના ઉત્તરમાં આપ 'ચાલી શકે' 'પ્રાયશ્ચિત્તનો ભાગી નહિ' અને 'તે લેવાની સંઘની સત્તા નહિ' આ પ્રમાણે કહેતા હોતો હું આપને પુછું છું કે—આપને લોકોત્તર માર્ગની કિંમત છે યા નહિ ? તેમજ લૌકિક માર્ગને પણ જાણો છો કે કેમ ?

પ્રભુની આગળ સાથીઓ વિગેરે કરવામાં દ્રઢ સંકલ્પ ગણુવો કે કેમ? અને તે દ્રવ્ય દેવદ્રવ્ય કહેવાય કે કેમ? આરતીપૂજા આદિની બોલી દેવદ્રવ્યમાં જવાનો રિવાજ એ શું વગર સંકલ્પે થયેલો? અને જો સંકલ્પથી થયેલો તો તે ઉઠાવનાર દેવદ્રવ્યને ઉઠાવનાર કહેવાય કે નહિં?

ત્યાર પછી પણ તે ('દેવદ્રવ્યની વૃદ્ધિ શી રીતે કરવી?') આ પ્રશ્નના સંબન્ધમાં ઉલ્લેખ નહિ કરતાં પ્રથમ પોતે નહિ સ્વીકારેલી દેવદ્રવ્યની આવશ્યકતાનો સ્વીકાર કરતાં લખે છે કે–" કેટલાકો તરફથી એવો કોલાહલ કરી મૂકવામાં આવ્યો છે કે–જાણે હું દેવદ્રવ્યનો નિષેધક છું, હું દેવદ્રવ્યની બધી આવકોને બંધ કરી દેરાસરો અને મુર્તિઓને ઉત્થાપવા માગું છું, આવા ખોટા આક્ષેપો કરનારા જીવો પ્રત્યે ખરેખર હું ભાવદયાજ લાવું છું."

પ્રિય વાંચકો! નીચે મુકેલાં તેમના (શ્રીમાન્ ધર્મવિજયજીનાં) વાકયો ઉપર વિચાર કરશો તો માલુમ પડશે કે તેઓ ઉપર બતાવેલા આક્ષેપોને યોગ્ય છે યા નહિ?

૧ " ખરી વાતતો એ છે કે–આ જમાનામાં દેવદ્રવ્યનો ખજાનો વધારવાનીજ જરૂર જણાતી નથી."

૨ " પૂજાઆરતિ વગેરેમાં બોલાતી બોલીની ઉપજ 'દેવદ્રવ્ય' ખાતે ન લઈ જતાં 'સાધારણ ખાતે' લઇ જવાની સંઘે કલ્પના કરવી જોઈએ."

૩ " સમયને ઓળખી બોલીઓમાં બોલાતું દ્રવ્ય સાધારણ ખાતામાં લઈ જવાનો ઠરાવ કરો, અને જે દેવદ્રવ્ય હોય તેનો જીર્ણોદ્ધારના કાર્યમાં વ્યય કરો."

મહાશય ધર્મવિજયજી! કહો હવે ઉપર જણાવેલા તમારા વાકયથી તમે દેવદ્રવ્યની મીલ્કત નિષેધક ખરા કે ના નહિ? અને બીજાં બે વાકયોથી દેવદ્રવ્યની દરેક આવકોના બંધ કરનારા પણ ખરા કે નહિ? તેમજ ખજાનાને ખાલી કરવાથી અને આવકોને બંધ કરવાથી પરિણામે તેના (દ્રવ્યના) વિના નાશ થતા મંદિરોના અને મૂર્તિઓના થતા નાશના પણ તમે નિમિત્તભૂત ખરા યા નહિ?

મહાત્મન્! પ્રથમ યથાયોગ્ય ઉપદેશ આપશો તોજ ભાવદયા બની શકશે-અન્યથા માત્ર જેમ તેમ મરજી મુજબ બોલવાથી યા લખવાથીજ ભાવદયા થઈ શકતી નથી. ભાવદયા ચિન્તકોનાં ચિત્ત કેવાં નિર્મળ હોય છે. તેમનાં વચનો અને તેમનું વર્તન પણ કેવું વિશુદ્ધ હોય છે. તેની આપને કયાં ખબર છે? ભાવદયાને વેચી મારનારાઓને તે ચિત્તની, તે વચનની અને તે વર્તનની કિંમત કયાંથી હોય?

શ્રીમાન્ ધર્મવિજયજીએ દેવદ્રવ્યની વૃદ્ધિના સમ્બન્ધમાં આત્મપ્રબોધ વિગેરે પ્રામાણિક ગ્રંથોના જે પાઠો આપ્યા છે તે અમને સર્વથા માન્ય છે. પરન્તુ તે પછી કરેલું પિષ્ટપેષણ કે જેનું પરીક્ષણ હું સારી રીતે કરી આવ્યો છું અત એવ તે અમને કોઇ પણ રિતિએ માન્ય નથી.

શ્રીમાન્ ધર્મવિજયજીએ "એક માત્ર શ્રાદ્ધવિધિની એક પંક્તિમાં આવેલા ઉત્સર્પણુ શબ્દને આગળ કરી મારા ઉપર્યુક્ત વિચારોને અસત્ય ઠરાવવા પ્રયત્ન થઇ રહ્યા છે." આ પ્રમાણે લખી 'ઉત્સર્પણુ' શબ્દની પુઃન ઉપસ્થિતિ કરી પોતાના શિષ્ય મંગળવિજયજીએ બનાવેલી ટ્રેકટને ધ્યાન પૂર્વક વાંચવાની ભલામણ કરી છે તો શું તેઓને ખબર નથી કે—તેનું પિંજણ તો ઘણુંએ થઇ ગયું છે, તેમાં લખેલી એકે એક વાતને શ્રીયુત માણેકસાગરજીએ ખંડિત કરી નાખી છે. તેમાં કેળવાયેલી અસત્યતાને જાહેરમાં મૂકી દીધી છે અને તેમાં ઉપયુક્ત થયેલી માનાકાંક્ષા વિગેરેનો પણ સમાજને પરિચય કરાવી દીધો છે. અરે! જ્યારે તેનો યથાસ્થિત તેઓ ઉત્તર ન આપી શકયા ત્યારે દુર્લભવિજયજી નામના એક મુનિના નામથી જેમ તેમ લખી દીધું છે.

આ સ્થળે હું એ પણ જણાવીશ કે—શ્રીયુત મંગળવિજયજીના ટ્રેકટનું ખંડન મેં પણ કર્યું છે. જેમાં તેમના (મંગલવિજયજીના) શ્લોકોને ઉદ્દેશીને ઉદ્ભવતા કેટલાક પ્રશ્નો પણ પૂછયા છે. જ્યારે તેનો યથોચિત પ્રતિકાર ન થઇ શકયો ત્યારે 'મસ્તરામ' આવું ગુણનિષ્પન્ન ઉપનામ કાંતો પોતે લીધું યા તો કોઇ પોતાના પૂજારીને આપી મસ્તી કરી યા કરાવી; આ શું સાધુ ધર્મને શોભતું છે?

જ્યારે કોઇ પોતાના વિચારોને તોડી નાખે ત્યારે તેને ગાળો દેવા યા તો તેની ઉપર અયોગ્ય અને અસત્ય આક્ષેપો કરવા તૈયાર થવું એનું નામજ ખરેખરી નિર્બળતા છે. આવા (ખોટી રીતિએ મસ્તી કરનારા) નિર્બળો શું કરવાને સરજાયલા છે? એમ જો કોઇ મને પૂછે તો હું તેને ઉત્તર આપું કે–'પોતે ડુબવા અને બીજાને ડુબાડવા સિવાય તે બીજું કંઈ પણ કરવાને શક્તિમાન છેજ નહિ.'

શ્રીમાન્ ધર્મવિજયજી જ્યારે "એક વધુ આશ્ચર્ય. વળી કોઈ તો श्राद्धविधिना 'उत्सर्पण' શબ્દને उत्सर्पिणीकाळनी સાથે સરખાવી 'બોલી બોલવી' એવો અર્થ કાઢવાનો પ્રયત્ન કરે છે." આ પ્રમાણે લખે છે ત્યારે હું તેમને પૂછુ છું કે–તમારા શિષ્ય ન્યાયવિજયજીએ 'જૈનદર્શન' નામના પુસ્તકમાં કરેલો અર્થ તમને માન્ય છે યા નહિ?

પ્રિય વાંચકો? પ્રથમ જુઓ ગુરૂ અને શિષ્યોએ કરેલા અર્થો—

"જે કાળમાં રૂપ–રસ–ગંધ–સ્પર્શની વૃદ્ધિ થાય એ કાળને ઉત્સર્પિણી કાળ કહેવામાં આવે છે."

(શ્રીમાન્ ધર્મવિજયજી પત્રિકા નં. ૩ પૃ. ૧૬)

"રૂપ, રસાદિ ગુણોમાં વધનાર તે 'ઉત્સર્પિણ' કાળ." "'ઉત્સર્પિણી' નો અર્થ (રૂપ, રસાદિ ગુણોને) 'અર્પણ કરનાર'–'વિશેષ વિશેષ અર્પણ કરનાર' એમ થાય છે,"

(શ્રી મંગલવિજયજી પત્રિકા પૃ. ૨૦)

"ઉત્સર્પિણી કાળ રૂપ, રસ, ગંધ, શરીર, આયુષ્ય, બલ આદિ વૈભવમાં ક્રમશઃ ચઢતો હોય છે."

(શ્રી ન્યાયવિજયજી કૃત જૈન દર્શન પૃ. ૭)

વિચારકો સમજી શકશે કે—એકજ શબ્દના અર્થમાં ગુરૂથી શિષ્યોની ભિન્નતા અને શિષ્યોથી ગુરૂની ભિન્નતા કરનાર બીજું કોઇ નહિ પણ અમુક કારણથી ઉત્પન્ન થયેલી કુકલ્પનાજ છે.

'ક્રમશઃ ચઢતો' 'ક્રમશઃ વધારો' 'ઓલી' અને 'ચઢાવો' આ અર્થમાં શું ભિન્નતા છે? નિર્ણયકર્ત્તાઓ તરફથી થયેલા અર્થમાં અને ન્યાયવિજયજીએ કરેલા અ-ર્થમાં કોઈ પણ જાતનો ભિન્નભાવ છે?

જૈનશૈલીનું થોડું પણ જ્ઞાન ધરાવનાર એક બાળક પણ સમજી શકે છે કે—ઉત્સર્પિણી કાળમાં રૂપ, રસાદિની વૃદ્ધિ ક્રમશઃ હોય છે પણ એકી સાથે નથી હોતી. શું શ્રીમાન્ ધર્મવિજયજી અને મંગલવિજયજી એમ સિદ્ધ કરી શકે તેમ છે કે—ઉત્સર્પિણી કાળમાં રૂપ રસાદિકની વૃદ્ધિ ક્રમશઃ નથી થતી પણ એકી સાથે થાય છે?

જ્યારે વસ્તુ સ્થિતિજ એવી છે કે—ઉત્સર્પિણી કાળમાં રૂપ, રસાદિકની ક્રમશ; વૃદ્ધિ થાય છે અને અવસર્પિણી કાળમાં રૂપ, રસાદિકની ક્રમશ; હાનિ થાય છે. માત્ર પોતે કહેલી યા લખેલી વાતને સિદ્ધ કરવાની ખાતર વસ્તુસ્થિતિનો

પણ લોપ કરવા તૈયાર થવું એ કોઈ પણ રીતે યોગ્ય જણાતું નથી,

આ ઉપરથી સ્પષ્ટજ છે કે-ઉત્સર્પિણી કાળની સાથે શ્રાદ્ધવિધિના ' **द्रव्योत्सर्पणपूर्वकारात्रिकविधानादिना** ' આ પાઠનો સંબન્ધ છે. કારણ કે-કાળવાચક ' ઉત્સર્પિણી ' શબ્દમાં રહેલા ' ઉત્સર્પણ ' શબ્દનો અર્થ પણ ક્રમશ; વૃદ્ધિ-ચઢાવો થાય છે. અને શ્રાદ્ધવિધિના તે પાઠમાં રહેલા ' ઉત્સર્પણ ' શબ્દનો પણ ક્રમશ; વૃદ્ધિ-ચઢાવો એવોજ અર્થ થાય છે અને નિર્ણય કર્ત્તાઓ પણ તેજ અર્થને સિદ્ધ કરવા માગે છે. ફરક માત્ર એટલોજ છે કે-ઉત્સર્પિણી કાળમાં સ્વભાવત; ક્રમશ; વૃદ્ધિ થાય છે અને આ સ્થળે ક્રમશ; વૃદ્ધિ શ્રાવકોએ કરવાની છે. માટેજ શ્રાદ્ધવિધિના પાઠમાં રહેલા ' **द्रव्योत्सर्पणपूर्वक** ' આ વાકયનો અર્થ ' દ્રવ્યની ક્રમશ: વૃદ્ધિ પૂર્વક ' ' દ્રવ્યની ઉછામણી પૂર્વક ' ' દ્રવ્યના ચઢાવા પૂર્વક ' ' દ્રવ્યની બોલી બોલવા પૂર્વક ' આવા આવા અર્થો થઈ શકે છે. કેમકે ત્યાં ' ઉછામણી ' ' બોલી ' અને ' ચઢાવા ' પૂર્વકજ દ્રવ્યની વૃદ્ધિ થઇ શકે છે પરન્તુ તે વિના થઇ શકતી નથી.

ઉપરની હકીકત વાંચીને વાકેફ થયેલા વિચારકો શ્રીમાન્ ધર્મવિજયજીએ લખેલી-

"શું ઉત્સર્પિણી કાળનો અર્થ 'જે કાળમાં રૂપ-રસ, ગંધ, સ્પર્શની બોલી બોલતી હોય" એવો કરવા માગે છે ? શું કોઇપણ કાળમાં રૂપ-રસ-ગંધ-

સ્પર્શનીબોલી બોલાતી કોઇએ સાંભળીછે? આ તત્વજ્ઞાનેતો કંઇ નવુંજ અજવાળું પાડયું! ત્રિકાળમાં પણ ન બની શકે–ગમે તેવાની પણ બુદ્ધિમાં ન આવી શકે એવું આ તત્વજ્ઞાન કોને આશ્ચર્ય ઉત્પન્ન નહિ કરે! અસ્તુ. આકાશમાં ચઢવા માટે ધુંવાડાનો આશ્રય લેવા જેવા આ પ્રયત્ન માટે કોને નવાઇ નહિ લાગે?"

આ હકીકતને જરૂર હસીજ કાઢશે આશ્ચર્ય થાય છે. કે શ્રીમાન્ ધર્મવિજયજીએ પણ પોતાના શિષ્યનું અનુકરણ શા માટે કર્યું હશે? આ તેમની શૈલી ખરેખર જનતાને હાંસીપાત્ર છે અને તેમને પોતાને માટે લજ્જાસ્પદ છે.

ખરેખર શ્રીમાન્ ધર્મવિજયજીની કુકલ્પનાઓ મને આશ્ચર્યમાં ગરકાવ કરી દે છે તેઓ કહે છે કે–" બોલી બોલવા જેવા રિવાજોમાં ફેરકાર કરવાથી આવકના ભાંગનાર થઇ શકાતું નથી." તો હું તેઓને પૂછુ છું કે–બોલી બોલવાના રિવાજોને તમે કેવા માનો છો? શું તે રિવાજોની આપને કંઈ કિમતજ નથી? અને તેમાં ફેરફાર કરવાંથી એટલે તમારા કહેવા પ્રમાણે તે રિવાજથી થતી ઉપજને દેવદ્રવ્યમાં લઈજવાને બદલે સાધારણ ખાતામાં લઇ જવાથી દેવદ્રવ્યની આવક શું નથી ભાંગતી? તેમજ તેવા ફેરફારો કરનારા, કરાવનારા અને કરવામાં અનુમતિ આપનારા આવકને ભાંગનારા ન થાય?

વળી તેઓ શ્રીમાન્ કેશીગણધર મહારાજોનું દૃષ્ટાંત આપી લખે છે કે—" અમુક સમયે અમુક ક્રિયા થઇ હતી, માટે

અમારે પણ કર્યાંજ કરવી જોઇએ. એ નરી અજ્ઞાનતા નહિ તો બીજુ શું ?" આ પ્રમાણે લખનાર શ્રીમાન્ ધર્મવિજયજીને ઉપહાર તરીકે હું તેમના 'નરી અજ્ઞાનતા' આ શબ્દોજ તેમની સેવામાં રજુ કરૂં છું; કારણ કે તેમ કર્યા સિવાય ચાલે તેમ નથી. ક્યાં કેશીમહારાજનો પ્રભુ પ્રણીત અત એવ ધર્મપોષક ફેરફાર અને ક્યાં આ સ્વપ્રણીત (ધર્મવિજય પ્રણીત) અને ધર્મનાશક ફેરફાર ? અરે ! પોતે કરવા ધારેલા અશાસ્ત્રીય અને ધર્મનાશક ફેરફારને શાસ્ત્રીય બનાવવાની ખાતર શાસ્ત્રો ઉપર અને મહા પુરૂષો ઉપર આવો અઘટિત અન્યાય કરવા તૈયાર થવું એ ભવભીરૂનું કામ તો નથીજ.

ત્રીજી પત્રિકામાં એમણે (શ્રી ધર્મવિજયજીએ) એવી કઈ નવી સિદ્ધિ કરી બતાવી કે જેના આધારે તેઓએ "તેમ પૂજા આરતિ વિગેરે બોલીનું દ્રવ્ય સાધારણ ખાતામાં લઇ જવામાં લગાર પણ શાસ્ત્રીય બાધ છેજ નહિ."

આ પ્રમાણે લખી દીધું ? શું આખી પત્રિકામાં તેમણે એક પણ એવું પ્રમાણ આપ્યું છે કે—પૂજા આરતી વિગેરે બોલીનું દ્રવ્ય દેવદ્રવ્યમાં જતું હોય છતાં ફેરવીને સાધારણ ખાતામાં ખુશીની સાથે લઇ જવાય ? ખબર નથી પડતી કે શા માટે તેઓ આવો અશાસ્ત્રીય અને ધર્મનાશક ફેરફાર કરવા તૈયાર થઇ ગયા છે ?

ખરેખર આશ્ચર્ય તો એ છે કે આટલા બધા લેખો આટલી બધી પત્રિકાઓ શ્રીમાન્ ધર્મવિજયજીએ તથા તેમના શિષ્યોએ પોતાના કે બીજાના નામથી બહાર પાડયા છતાં ઉત્સર્પણ શબ્દનો નાંખવું, મુકવુ એવો અર્થ સાબીત કરવા એક પણ પૂરાવો આપ્યો નથી અને શ્રાદ્ધવિધિનો ટબો તથા કુમારપાલ મહારાજા વિગેરેનાં શાસ્ત્રીય દૃષ્ટાંતોને ઉડાવવા પ્રયત્ન કર્યો છે પોતાની કલ્પનાને વળગી રહે અને પૂર્વ મહા પુરૂષોનાં શાસ્ત્રને ઉઠાવે અને ઉડાવે તેની શીગતિ થાય તે ખરી ભાવ દયા સમજનારાઓજ સમજી શકે તેમ છે, વળી બોલી કલેશ નિવારવા માટેજ છે એવો પોતાનો મુદ્દો સાબીત કરનારો એક પણ પૂરાવો તેઓમાંથી કોઈએ પણ આપ્યોજ નથી, આમ છતાં પોતાની શાસ્ત્ર વિરૂદ્ધ કલ્પનાને પકડી રાખી ઈધર તિધર ખોટા અર્થોવાળાં લખાણો કરવા તે કયા પદ વાળાને શોભે તેનો વાંચકોજ વિચાર કરી લેશે.

પ્રિય વાંચકો ? શ્રીમાન્ ધર્મવિજયજી ચોથી પત્રિકામાં પોતાના વિચારોનો ઉપસંહાર કરે છે, ઉપસંહાર કરતાં પણ તેઓ લખે છે કે—“ પૂજા આરતી વિગેરે પ્રસંગોમાં બોલી બોલવાનો રિવાજ સંઘની કલ્પનાનો રિવાજ છે, અને તેટલા માટે સંઘ તે બોલીયોથી ઉત્પન્ન થતુ દ્રવ્ય હવે પછી સાધારણ ખાતામાં લઈ જવાનો ઠરાવ કરે, તો તે ખુશીથી કરી શકે છે, એમાં શાસ્ત્રીય બાધ લગારે નથી.” તો હું તેઓને પુછું છું કે—

આપે આપની ચાર પત્રિકા પૈકી એક પત્રિકામાં પણ ઉપરોક્ત હકીકત પૂરાવાથી સિદ્ધ કરી શકયા છો કે—જેથી પુનઃ પુનઃ તેનું તેજ લખ્યા કરો છો ? શું આમ વિના પ્રમાણે લખ્યા કરવાથીજ તમે સમાજને ભરમાવી શકશો ? શું આધાર વિના તમે તમારા વિચારોને સત્યસ્પર્શી બનાવી શકશો ? શું આપ પણ આજકાલ કહેવાતા સુધારક જમાનાના પાશમાં સપડાઇ ગયા છો ?

શ્રીમાન્ ! આપ લખો છો કે–" જે વખતે મેં સમાજને આ સૂચના કરી હતી—બીજા શબ્દોમાં કહું તો જે વખતે આ સૂચનાવાળો પ્રથમ લેખ મેં વર્ત્તમાનપત્રોમાં બહાર પાડયો." તો હું આપને પૂછું છું કે–સૂચના કરનાર " બોલીઓમાં બોલાતું દ્રવ્ય સાધારણ ખાતામાં લઇ જવાનો ઠરાવ કરો." આ પ્રમાણે લખી શકે ખરો કે ? અને તેમ લખ્યું તેને સૂચના ગણાવવા કોઇ પણ શાક્ષર તૈયાર થાય ખરો ?

શ્રીયુત !—" આપણાં 'પ્રતિક્રમણો' જેવા મહાવીર સ્વામીના સમયમાં થતાં હતાં તેવજ અત્યારે પણ થાય છે? નહિજ," આ પ્રમાણે આપ શા આધારે લખી શકો છો ? શ્રી મહાવીર સ્વામીના સમયનાં પ્રતિક્રમણો કેવાં પ્રકારનાં થતાં હતાં ? શું તે વખતે ચૈત્યવંદન, સ્તુતિ વિગેરે ન હતાં ! આપની શ્રધ્ધામાં આટલું બધું પરિવર્ત્તન કેમ થવા પામ્યું ?

મહાશય ! " હવે કાંણુ કહી શકે તેમ છે કે—આજ્ઞક્રિયાઓમાં—શાસ્ત્રીય ક્રિયાઓમાં ફેરફાર થઇ શકેજ નહિ. થઇ શકતોજ નથી ? જ્યારે શાસ્ત્રીય ક્રિયાઓની આવી સ્થિતિ છે તો પછી બોલી જેવો રિવાજ કે જે રિવાજ શાસ્ત્રીય રિવાજ નથી—શાસ્ત્રીય વિધાનરૂપ નથી, કિન્તુ સંઘનો કલ્પેલો રિવાજ છે, તેમાં સંઘ સમયાનુકૂળ ફેરફાર કરે—અને તેમ કરવાનો અધિકાર હોય, એમાં નવાઇ જેવુંજ શું છે ? "

આવું આવું અનુચિત અને પ્રમાણ શૂન્ય લખાણ શા માટે કરો છો ? કરેલી પહેલાંની ઉદ્દ્ઘોષણમાંથી એકે ઉદ્દ્ઘોષણને શાસ્ત્રાધારે સિદ્ધ કરવાની તાકાત નથી તો શા માટે ફોગટ ફાંફાં મારો છો ? અને નવી નવી ખોટી ઉદ્દ્ઘોષણા કરો છો ?

મહાનુભાવ ? આપને ખબર છે કે—શ્રીમાન કાલિકાચાર્ય મહારાજાએ જે પરિવર્ત્તન કર્યું છે તે અશાસ્ત્રીય નહિ પણ શાસ્ત્રીય—શાસ્ત્રસૂચિત છે ! તે મહાપુરૂષે કરેલું પરિવર્ત્તન દરેક ગીતાર્થોએ માન્ય કરેલ છે. શું ગીતાર્થો કોઇપણ કાળે અશાસ્ત્રીય વાતનો સ્વીકાર કરે ખરા કે ?

પ્રિયવાંચકો ! શ્રીમાન્ ધર્મવિજયજી માટે અધિક શું લખવું ! તેઓએ તો હવે એમાંજ કલ્યાણ માન્યું છે કે—પોતે લખેલી અને બોલેલી વાત સિદ્ધ કરવી તેમ કરતાં શાસ્ત્રોનું શાસ્ત્રકારમહાપુરૂષોનું અપમાન થાય તેની પણ પરવા નહિ. જ્યાં આવા પ્રકારના દુરાગ્રહે નિવાસ કર્યો

હોય ત્યાં ઉપાય શું ? હું તેઓને કહું છું કે–તે બોલી-ઓની આવક સાધારણમાં લઈ જવાથી અને સમાજને તેનો ઉપભોગ કરાવવાથી જૈનસમાજની જે કફોડી સ્થિતિ છે તે સુધરશે નહિ. પ્રત્યુત અધિક બગડશે અને પરિણામ ઘણુંજ ભયંકર આવશે. શ્રીમાન્ ધર્મવિજયજી શાસ્ત્રોનો એવો એક પણ દાખલો આપશે કે જેનાથી અપવાદપદે પણ દેવદ્રવ્યને શ્રાવકાદિ પોતાના ઉપયોગમાં લઈ શકે ? પોતેજ લખે છે કે 'આસ્તિક હશે તેતો તેવી સલાહ નહિ આપે' તો હવે આવી દેવદ્રવ્યની આવકને શ્રાવકને ખવરાવવા તૈયાર થનાર પોતે પોતાનાજ વચનથી કઈ પંક્તિમાં ગણાશે તેનો વિચાર વાંચકો સ્વયં કરી શકશે.

મહાનુભાવ ? જો આપે આપના

"હું કેવળ ( શાસ્ત્રનિરપેક્ષ ) બુદ્ધિવાદના વ્યાપારનો પક્ષપાતી નથી. કોઇપણ પ્રકારનો વિચાર બાંધવામાં શાસ્ત્રદ્રષ્ટિને આગળ કરવાની પહેલી જરૂર જોઉં છું. શાસ્ત્રરૂપી દીવો લીધા સિવાય તર્કના વનમાં વિહરવું, એ સહીસલામતી ભરેલું હું માનતો નથી."

આ વિચારોને જો વર્ત્તનમાં મૂકયા હોત તો તમે આ સ્થિતિમાં કદી પણ મૂકાત નહિ. હજી પણ તે વિચારોને વર્ત્તનમાં મૂકો કે જેથી નષ્ટપ્રાય થયેલી પ્રતિષ્ઠાનો પુનઃ પ્રાદુર્ભાવ થાય.

શ્રીમાન્ ધર્મવિજયજી કહે છે કે—મારા ઉપર

"હું દેવદ્રવ્યને ઉડાવી દેવા માગું છું." "દેવદ્રવ્ય બીજાઓને ખવરાવી દેવા માગું છું." અને "દેવદ્રવ્યની આવકને બંધ કરી

મંદિરો અને મૂર્તિઓને ઉત્થાપવા ચાહું છું." આવા આવા અસદ્‌ભૂત આક્ષેપો મૂકવામાં આવે છે."

તો હું કહું છું કે–તેવા અસદ્‌ભૂત આક્ષેપો મૂકનાર બીજું કોઈ નહિ પણ આપની પ્રથમ પત્રિકા છે તેની ઉપર આપ શું ભાવ દયા લાવશો? આવા પ્રકારની અનુપમ ભાવદયા આપે કયાંથી સંપ્રાપ્ત કરી? આનંદની વાત છે કે–આપને આપની પ્રથમ પત્રિકા ઉપર ભાવદયા ઉત્પન્ન થઇ! હું માનું છું કે–તેના પ્રભાવે હવે આપ આપના આત્માને જરૂર બચાવી શકશો.

મહાત્મન્! તમારી ઉદ્‌ઘોષણા કેટલી નિર્બળ અને અસત્યસ્પર્શી છે એ વાત સારીરીતિએ જાહેર થઇ ચૂકી છે તમને એ પણ વિચાર નથી આવતો કે–સમાજના પૈસાથી મંડળો સ્થાપી તે મંડળોના માણસો પાસે હું કેવાં કામો કરાવું છું? શા માટે જાણી બુજીને એવી સામગ્રીઓ તૈયાર કરો છો? 'ઉત્સૂત્ર ભાષી' નું અને 'નિહ્નવ' નું કલંક શું આપને યોગ્ય નથી? વિધિવાદનો નાશ કરવા માટે અને મહા પુરૂષોને ઉતારી પાડવા માટે આપના તરફથી થયેલો પ્રયત્ન આપને 'ઉત્સૂત્રભાષી' નું અને 'નિહ્નવ' નું કલંક આપવા ના કહે છે? આપ નથી સમજી શકતા કે–તે પ્રયત્ન મને પોતાને હજુ કઇ કઈ દશાનો અનુભવ કરાવશે? હું કહું છું કે–હજુ પણ જો આપ તે પ્રયત્ન નહિ છોડો તો તેના તરફથી આપને ઘણુંજ સહવું પડશે.

અને તે વખતે થતો પશ્ચાત્તાપ જરાપણ કામમાં નહિ આવે માટે હવે સમજો તો ઘણું સારૂં.

મહાત્મન્! મારે નિરૂપાયે કહેવું પડે છે કે–પરમ પૂજ્ય ઉમાસ્વાતિ મહારાજે બનાવેલ—

" न भवति धर्मः श्रोतुः सर्वस्यैकान्ततो हितश्रवणात् ।
ब्रुवतोऽनुग्रहबुद्धया वक्तुस्त्वेकान्ततो भवति ॥ "

આ કાવ્ય આપને માટે નથી પણ શાસ્ત્રાનુસારિમહાત્માઓ માટે છે, જો આ કાવ્યના ઉપાસક બનવું હોય તો હજુ પણ શાસ્ત્રવિરૂદ્ધવલણમાં પરિવર્ત્તન કરો–એવી મારી ભલામણ છે.

મહાત્મન્? ભગવાન્ હેમચંદ્રસૂરિજી મહારાજની કૃતિમાં પરાવર્ત્તન કરીને—

" गुणेष्वमूयां दधतः परेऽमी,
मा शिश्रियन्नाम विचारमेतम् ।
तथापि सम्मील्य विलोचनानि
विचारयन्तां नयवर्त्म सत्यम् ॥ "

આ કાવ્ય આપે શું વિચાર કરીને પત્રિકામાં મૂકેલ છે? શું શાસ્ત્રાનુસારિ મહાત્માઓને આપ અસૂયાધારી માનો છો? શું શાસ્ત્રીયવાતોનું ઉન્મૂલન કરનારને અટકાવનારાઓને અસૂયાધારી કહી શકાય? અરે અશાસ્ત્રીયવાતને નય-

વર્ત્મ—ન્યાય માર્ગની ઉપમા આપવી એ એક આચાર્ય નામ ધારીને યોગ્ય છે ?

મહાનુભાવો ! ચોથી પત્રિકાના અંતમાં શ્રીમાન્ ધર્મ-વિજયજીએ નીચેની સૂચના કરી છે તે વાંચો—

"આચાર્યો, પંન્યાસો, ગણિઓ અને મુનિયોને

શાસ્ત્રાર્થ માટે જાહેર.

# સૂચના.

" પૂજા—આરતી વિગેરે પ્રસંગોમાં બોલી બોલવાનો રિવાજ અમુક વર્ષોથી સંઘે દાખલ કરેલ છે અને તેટલા માટે તે બોલીયો દ્વારા હવે પછી ઉત્પન્ન થતું દ્રવ્ય સાધારણ ખાતામાં લઈ જવાનો સંઘ ઠરાવ કરે, તો તે ખુશીથી કરી શકે છે, તેમાં શાસ્રીય કંઇ બાંધ નથી. "

મારા આ વિચારોની વિરૂદ્ધમાં જેઓએ સહીઓ કરી છે. તેબધાઓને હું શાસ્ત્રાર્થ માટે જાહેર સૂચના કરૂં છું અને જણાવું છું કે—તેમણે તેમનામાંથી કોઇ પણ એક આગેવાનને મુકરર કરી મને પ્રથમ શ્રાવણ સુદિ ૧ વાર શુક્રવાર તા. ૧૬ જુલાઇ ૧૯૨૦ ની મુદત દરમીયાન ખબર આપવી, અને તે આગેવાને શાસ્ત્રાર્થ માટેની યોગ્ય ગોઠવણ કરવા મારી સાથે ખુલ્લો પત્ર વ્યવહાર ચલાવવો.

ધ્યાનમાં રાખવું જોઇએ કે—તે ગોઠવણુની અંતે જે નિર્ણય થશે તે તેમણે બધાઓએ સ્વીકારવો પડશે, તેમજ તે શાસ્ત્રાર્થની અંતનું પરિણામ પણ દરેકે સ્વીકારવું પડશે.

ગોડીજીનો ઉપાશ્રય
પાયધુની—મુંબઈ
અશાડ સુદિ. ૧ વીરસં ૨૪૪૬.

વિજયધર્મસુરિ.

પ્રિય વાંચકો ! સૂચનાના પ્રથમ ફકરા ઉપર જો તમે મધ્યસ્થ દૃષ્ટિથી વિચારશો તો તમને માલુમ પડશે કે—શ્રીમાન્ ધર્મવિજયજીએ પોતાની મૂળ પ્રતિજ્ઞાને પણ બાજુપર રાખી છે. કારણ કે તેઓ અને તેમના શિષ્યો અત્યાર સુધી એજ પોકારતા આવ્યા છે કે—બોલીઓ એ કલેશ નિવારવા માટેજ સંઘે અમુક વર્ષોથી કલ્પી કાઢેલી છે પણ તે શાસ્ત્રમાં કહેલી નથી અને તેથી થતી દેવ દ્રવ્યની આવક બંધ કરે અને તેને સાધારણ ખાતે લઈ જાય તેજ સંઘ કહેવાય અર્થાત્ બીજાઓ તો સંઘમાંજ ગણાય નહિ.

શ્રીમાન ધર્મવિજયજીએ પોતાના ખુલ્લા પત્રમાં સ્પષ્ટ કરેલી—

"કેટલાંક હેન્ડબીલો મારા પક્ષકાર તરીકેનાં બહાર પડયાં છે. ++તો પણ તે હેન્ડબીલોને હું સમ્મત છું, એમ સમજવાની ભૂલ કોઇએ નજ કરવી. હું જોઈ શકયો છું કે—કોઈ કોઇ હેન્ડબીલ તો, મારા મન્તવ્યથી પણ દૂર ગયેલ છે. આવા હેન્ડબીલને હું સમ્મત હોઇજ શકું કેમ ?"

આ હકીકત પણ જન સમાજને તેમના તરફ શંકિત કરનારી છે. કારણ કે કેશવલાલ એમ. શાહના તરફથી બહાર પડેલ 'મી. પી. એ. પટેલે માગેલી માફી.' નામના હેન્ડબીલ દ્વારા પ્રસિધ્ધ થયેલ મી. પી. એ. પટેલના ખુલાસાથી એ અનુમાન થાય છે કે—હેન્ડબીલો લખનાર શ્રીમાન્ ધર્મવિજયજીના શિષ્યો છે તો શું તેમના શિષ્યો તેમની આજ્ઞાનુસાર ચાલનારા નથી? કે જેથી કેટલાંક હેન્ડબીલો તેમના મન્તવ્યથી પણ દૂર ચાલ્યાં ગયાં? ખેર માની લ્યો કે તેમ હોય તો પણ કયાં કયાં હેન્ડબીલો તેમની માન્યતાથી દૂર ચાલ્યાં ગયાં છે, તે તો તેમણે જણાવવું જોઇએ કે નહિ?

શ્રીમાન્ ધર્મવિજયજીની સૂચનાના કલ્પિત ભાગને બાજુપર મૂકી શ્રીમાન્ સાગરાનંદસૂરીશ્વરજી મહારાજે તેમના મુળ લખાણની સામેનોજ પક્ષ સાબીત કરવા સાસ્રાર્થ કરવાની સુચનાનો ઘણાજ આનંદની સાથે સ્વીકાર કર્યો. પરંતુ તેઓશ્રી તરફથી સ્વીકાર પત્ર બહાર પડતાંની સાથેજ શ્રીયુત વિદ્યાવિજયજીની લેખિનીએ ઉત્પાત કર્યો અરે ? એક ફક્કડ પણ બહાર આવ્યો તેણે તો સમાજમાં એક મોટો ખળભળાટ કરી મૂકયો—એ ફક્કડ તે કોણ ? તેની તપાસ માટે મનોહર–મોહપુરીના શ્રીસંઘે ઘણીએ તપાસ કરી અરે તેનો પત્તો મેળવવા ઘણીએ તજવીજ કરી તેમાં સફળતા પણ કેટલેક અંશે મળી પણ

શાસનની હેલનાનો ડર તેમને નહોતો એમ નહિં તેથી વાત ઢાંકવી પડી અને તત્કાળ માત્ર સભા ભરીને તેવા લેખોને ધિક્કારની નજરથીજ જોવા નો ઠરાવ કર્યો.

મને આશ્ચર્ય થાય છે કે આ ગુરૂઘંટાલ, મસ્તરામ લાલ રંગી હેન્ડીબીલના લેખક અને ફુક્કડ જેવા ક્યાં ઉત્પન્ન થાય છે અને ક્યાં વિહરે છે તેની પણ કોઇને ખરેખરી ખબર નથી પડતી ક્યાંથી પડે? સાધુઓ બહુ રૂપી થાય એટલે શ્રાવકે શું કરવું ખબર પડી હોય તો પણ નથી પડીજ ગણવું પડે.

પ્રિય વાંચકો? છેવટે આ વાત પણ તમારે જાણવા જેવી છે કે-શ્રીમાન્ સાગરાનંદસૂરીશ્વરજી મહારાજે શ્રીમાન ધર્મવિજયજીની સૂચનાનો સ્વીકાર કરવા છતાં પણ તેઓએ "શાસ્ત્રાર્થની સૂચનાનો અસ્વીકાર" નામનું હેન્ડબીલ બહાર પાડયું છે. અને તેમાં તેઓએ શ્રીમાન્ સાગરાનંદ-સૂરીજી ઉપર સ્થળ અને મધ્યસ્થનો નિર્ણય કરી નાખવાનો તેમજ નવી શબ્દ રચના કરવાનો અસદ્દભૂત આક્ષેપ મૂકી 'કોઇ પણ આગેવાન પ્રતિનિધિ નીમાયા સિવાય' શાસ્ત્રાર્થ થઇજ કેવી રીતે શકે? આવો અયોગ્ય પ્રશ્ન ઉપસ્થિત કરી સમાજને ભરમાવવાની બાજી રચી, પરન્તુ શ્રીમાન્ સાગરા-નંદસૂરીશ્વરજી મહારાજે "શ્રીમાન્ ધર્મવિજયજીને સૂચના શાસ્ત્રાર્થનો સાચો મુદ્દો." આ નામનું હેન્ડબીલ તા.

૧૧-૮-૨૦ ના રોજ પ્રસિદ્ધ કરી તેમની બાજી નિષ્ફળ કરી નાખી.

પ્રિય વાંચકો ! નિર્ણય કર્ત્તાઓએ પોતાની ફરજ પૂર્ણ બજાવી છે. પોતે કરેલા નિર્ણયને સાબીત કરી આપવા પણ તેઓએ આનાકાની કરી નથી તે સાબીત કરવા માટે હજુ પણ તેઓ તૈયાર છે માત્ર જે કંઈ વિલંબ છે તે સામા પક્ષનો છે.

નિર્ણય કર્ત્તાઓએ નિર્ણયમાં નીચેના મુદ્દાઓ ઉપરજ ઉલ્લેખ કરેલ છે અને તે મુદ્દાઓ ઉપર તેઓ અત્યારસુધી મક્કમજ રહેલા છે અત્યારસુધી ચર્ચા પણ તેઓએ તે મુદ્દાઓ ઉપરજ ચલાવી છે. જુઓ તે મુદ્દાઓ.—

૧ શાસ્ત્ર (સાક્ષાત્–અનન્તર અને પરમ્પરા રૂપ) વિના કોઈ પણ જાતની સિદ્ધિજ નથી.

૨ જિનેશ્વર દેવના સ્થાપના નિક્ષેપાને માનનારને જિનચૈત્યની તેની પૂજાની તે માટે જરૂરી ઉપકરણોની અને તેમાં ખામી ન આવે તે ખાતર દેવદ્રવ્યની વૃદ્ધિની અને તેના સંરક્ષણની અનિવાર્ય આવશ્યકતા છે.

૩ શાસ્ત્રોક્ત રીતિએ દેવ દ્રવ્યની વ્યાજ વિગેરે દ્વારા વૃદ્ધિ અને રક્ષા કરવી એ શ્રાવકોનું મુખ્ય કાર્યોમાંનું એક કાર્ય છે, અરે સંસારથી પાર ઉતરવાનો તે એક માર્ગ છે.

૪ જૈનથી પણ ન થાય તેવાં પાપ કાર્યોમાં દેવ દ્રવ્યનો વ્યય થતો નથી.

૫ પાંચ સાત મુખ્ય સ્થાનો સિવાયનાં સ્થળોએ દેવદ્રવ્ય અને સાધારણ દ્રવ્ય એ ઉભયની એક સરખી જરૂરત છે.

૬ દેવ દ્રવ્યની જે જે આવકો મકાનના ભાડાદ્વારાએ, વ્યાજ દ્વારાએ પૂજા–આરતી–મંગળદીવો વિગેરે વિગેરેના ચઢાવા દ્વારાએ થતી હોય તે તે રસ્તાઓને બંધ કરવાનું ફળ શાસ્ત્રકારો સંસાર પરિભ્રમણ કહે છે.

૭ માલોદ્ઘાટન પરિધાપનિકામોચન અને ન્યુંછનકરણ વિગેરેમાં ચઢાવાથી કાર્ય કરવાની રીતિ સેંકડો વર્ષ પહેલાંથી ચાલી આવતી શાસ્ત્રમાં કહેલી છે, દેવદ્રવ્યની વૃદ્ધિ માટેજ માળા પહેરવી વિગેરે કાર્યો વિવેકીઓએ કરવાં જોઇએ એમ શાસ્ત્રકારો કહે છે અને તેથીજ તે દ્રવ્યને જિનાજ્ઞાપાલકોથી તો અન્ય ખાતામાં લઈ જવાયજ નહીં.

૮ બોલીઓ કુસંપ નિવારવા માટે કલ્પેલી નથી પણ શાસ્ત્રોક્ત છે.

આ મુદ્દાઓને મૂકી નિરર્થક આડાં અવળાં બાથોડીયાં મારવાં તે નિર્ણયકર્ત્તા મહાપુરૂષોને ઇષ્ટ નથી અને તેથીજ તેઓએ અત્યાર સુધી તે મુદ્દાઓનું સમર્થન કરવામાંજ પોતાની શક્તિનો ઉપયોગ કર્યો છે. અને પ્રસંગે કરશે. તે સિવાય આડી અવળી પંચાયતમાં તેઓ નહિ ઉતરે એવું મારૂં પોતાનું માનવું છે.

આ લેખ લખીને હવે અમારી ઇચ્છા લેખથી તદન વિરામ પામવાની છે. કારણુ કે ઘણા સુહૃદોની માન્યતા હેંડબીલોથી લાભ ન થતાં નુકશાની થવાની છે એમ થાય છે અને અમને પણુ કેટલેક અંશે તેમ જણાય છે કારણુ કે કેટલાંક હેંડબીલો એ સભ્યતાને તદ્દન કોરે મુકી દીધી છે તેથી ખરી હકીકતનું હેંડબીલ પણુ તેવી પંક્તિમાં ગણાય તે ઇચ્છવા યોગ્ય નથી.

આ લેખમાં બતાવેલા શાસ્ત્રાધારો નિષ્પક્ષપાત બુદ્ધિથી વાંચવા વિચારવાની જો તસ્દી લેવામાં આવશે તો અમને વિશ્વાસ છે કે તેમને સત્ય માર્ગ અવશ્ય સમજાશે અને ઉન્માર્ગની પુષ્ટિ કરવાથી તેઓ પાછા ઓસરશે. ઇત્યલં.

ीमन्तः प्रवदन्ति धर्मविजयाः शास्त्रेषु हब्धा नहि,
र्चादिकभक्तिकर्मविषयाऽऽदेशप्रदान प्रथा ॥
किन्तु प्रविकल्पिता स्वमतिना संघेन भेत्तुं कलिम्,
तत्रैकं द्रविणं ततो न नयने दोषो हि साधारणे. ॥ १ ॥
सर्वं तत्कथनं प्रमाणरहितं शास्त्रीयबाधान्वितं,
स्पष्टं श्राद्धविधौ समर्थिततया सा शास्त्रतः सिद्ध्यति ।
तत्पुष्टौ बहवः पुरातनतरा ग्रन्थाः स्थितिं कुर्वते,
बोधार्थं मयकाऽत्र केचन ततो भव्यात्मनां दर्शिताः॥ २ ॥
( युग्मम्. )

तैस्सत्वा नपराकृ[illegible]प्रतिधिं सिधिः प्रमाणीकृतः,
ग्रन्थानां प्रकरं गणं मतिमतां स्वैरं च हित्वा ध्रुवम् ॥
सिद्ध्यर्थं प्रथिता दुराग्रहतया स्वस्य प्रलापस्य हि,
श्रद्धानाशनकार्यकौशलधरा नूनं च[illegible]पत्रिका. ॥ ३ ॥
ताः दृष्ट्वा खलु मा भवन्तु भविकाः श्रद्धाविहीना इति,
स्वान्तान्तश्च मया विचिन्त्य विहिता तासां समीक्षा ननु ॥
तेऽप्येनां च विलोक्य दुर्मतितमस्तोमं जहन्त्वंजसा,
सर्वोपद्रवशान्तये च सुभगेयं प्रार्थना मे शुभा. ॥ ४ ॥

( युग्गम्. )

इति पूज्यपाद परमगुरु जैनाचार्य्य श्रीमद्विजयकमलसूरिसार्वभौमसाम्राज्यसंवर्तिना सैद्धान्तिक शिरोरत्नानुयोगाचार्य श्रीमदानविजयगणिविनेयावतंसश्रीमत्प्रेम विजयगणिवर[illegible] णकमलमधुकरमुनिरामविजयेन संदृब्धेयं श्रीधर्मविजय वि[illegible] रसीक्षा समा[illegible]मगात् ॥



# સૂચના.



શ્રીમાન્ ધર્મવિજયજીએ, પોતાના શિષ્યના અને શ્રીયુત વિદ્યાવિજયજીએ પોતાના ' સૂરીશ્વર અને સમ્રાટ્ ' આ નામના ઐતિહાસિક પુસ્તકના (૧૬) સોલમા પેજમાં લખેલા " તેઓ મૂલ પરંપરાનો છેદ કરવામાં કુઠાર સમાન કાર્ય કરવા લાગ્યા હતા " આ વાકય ઉપર ખાસ વિચાર કરવો અને પોતે પણ તે વાકયના ભોગ ન થઇ જવાય એ ખાસ લક્ષ્ય રાખવું.

લી.

પ્રસિદ્ધ કર્ત્તા.